ॐ तत्सत्.

# હિતોપદેશ.

( ગુજરાતી ભાષાન્તર. )

---

ભાષાન્તર કરનાર

સાકરલાલ તુળજાશંકર યાજ્ઞિક,
બી. એ. આયુર્વિદ્યા વિશારદ
( ટી. મ. વિદ્યાપીઠ )
" માનવી કર્તવ્યો " તથા " સૌન્દર્ય અને લલિતકળા " ના લેખક.

---

સન ૧૯૨૮.

---



કિંમત એક રૂપિયો.

सचित्र ! सचित्र!

# श्रीकृष्ण चरित्र.

## લેખક—રા. બ. ચિંતામણરાવ વિનાયક વૈદ્ય.

આ ગ્રંથ **શ્રીભારત**, **શ્રીભાગવત** અને **હરિવંશ**, આ ત્રણ ગ્રંથોના આધારપર લખેલો છે. શ્રીરામનું ચરિત્ર જેમ એકજ ગ્રંથમાં એક સંદર્ભથી વર્ણવેલું છે, તેમ શ્રીકૃષ્ણનું ચરિત્ર ન હોવાથી, તેનો સંદર્ભ મેળવી કથાનકનું એકજીવીકરણ અને તેના સંધિભાગ દેખાંડવાનું કઠિણ કામ આ ગ્રંથમાં ગ્રંથકર્તાને કરવું પડ્યું છે, અને તે ઘણું જ સુંદર થએલું છે; એમાં શંકા નથી. આ ગ્રંથના ભગવદ્ગીતા પર્વમાં ભગવદ્ગીતાનું ઘણું ખરૂં સમગ્ર ભાષાન્તર કરેલું હોઇ તે ઘણું જ મનોહર બનેલું છે. ગીતાનો વ્યાસંગ કરનારાઓને પણ આ રૂપાન્તર મૂળ શ્લોક સાથે મેળવી જોવાની અમારી શિફારસ છે. આ ગ્રંથને ઉપોદ્‌ઘાત અને ઉપસંહાર જોડેલા છે. ઉપોદ્‌ઘાતમાં શ્રીકૃષ્ણ ચરિત્રની મહતી વર્ણવેલી હોઇ ઉપસંહારમાં તે કાળની થોડી માહિતી અને શ્રીભગવચ્ચરિત્રનું રહસ્ય ગાયેલું છે. આ પુસ્તકમાં વિષયાનુરોધથી સાત સુંદર ચિત્રો આપેલાં છે. કિંમત રૂ. ૧—૪—૦ ટ. ખ. જુદું.

---

## બાળકો માટે અત્યંત ઉપયોગી પુસ્તક.

# बाळकोनो श्रीकृष्ण.

( સચિત્ર ! )

કોઇ પણ દેશનો ઉત્કર્ષ થયા પહેલાં તે દેશમાં સ્વાર્થત્યાગી, સ્વહિતપર પાણી છોડી લોકકલ્યાણ કરનારા—માણસોનો સુકાળ થવો જોઇએ છે. દેશમાં આવા માણસો ઉત્પન્ન થવામાં અંશતઃ પણ સહાયભૂત થવાય એવા હેતુથી દેશના ભાવી આધારસ્તંભ એવા નાના બાળકો સારૂ આ શ્રીકૃષ્ણનું—સ્વાર્થત્યાગથી ભરેલું અને ગીતામાંના તત્વોનું સગુણ રૂપ એવું ચરિત્ર અમે મુદ્દામ લખાવ્યું છે. ઠેકઠેકાણે ઉપદેશપર વાક્યો ગુંથીને તે ઝટ લઇને લક્ષમાં આવે એવા હેતુથી તે મોટા ટાઇપમાં છાપ્યાં છે. ભાષા સહેલી પણ મધુર, સુન્દર ચિત્રો અને મનોહર છપાઇ ! કિમ્મત ૦—૮—૦.

મેનેજર—ચિત્રશાળા પ્રેસ, પુના સિટી.

# श्रीराम चरित्र.



શ્રીમદ્‌વાલ્મીકિ રામાયણ ગ્રંથ આર્યોના સાહિત્યમાંના શ્રેષ્ઠ ગ્રંથોમાંનો એક છે અને મહાભારતના જેવો જ તે ભારતીય વાચકોને અત્યંત પ્રિય અને પૂજ્ય છે. આ પુસ્તકમાં પ્રથમ ઉપોદ્‌ઘાતરૂપે રામાયણ ગ્રંથનું અને રામકથાનું સંક્ષેપમાં વર્ણન કરી આગળ વાલ્મીકિએ રામાયણમાં વર્ણવેલી રામકથા આપેલી છે. વાત અને વર્ણન મૂળગ્રંથમાં જેવાં છે તેવાં જ આપેલાં છે. અને એક બે સ્થળ સિવાયની બાકીની સર્વ કલ્પના કવિની જ છે. પુસ્તકની છેવટે નાનો ઉપસંહાર જોડી તેમાં રામકાલીન સ્થિતિ અને ચરિત્રના રહસ્યનું નાનું ચરિત્ર આળેખવાનો પ્રયત્ન કરેલો છે. ગ્રંથની ભાષા અને વિષય વિવેચનશૈલી સ્ત્રી પુરૂષોને સહજ સમજાય તેવી સુબોધ અને સરળ છે. સારાંશ આ પુસ્તક સર્વ દરજ્જાના અને ઉમ્મરના વાંચકો માટે બોધપ્રદ અને વાચનીય થએલું છે. પુસ્તકમાં એકંદર જુદા જુદા પ્રસંગોના પાંચ રંગીત ચિત્રો સહીત ત્રેવીસ અત્યંત મનોહર ચિત્રો આપવામાં આવ્યાં છે. કિમ્મત રૂ. ૧-૪-૦.

---

# लघुभारत अने रामायण.

મહાભારત અને રામાયણ એ આપણા રાષ્ટ્રીય ગ્રંથો છે. એની અંદર આપણો પ્રાચીન ઇતિહાસ હોવા ઉપરાંત ઇહલૌકિક પ્રપંચની સાથે પરમાર્થ પણ કેવી રીતે સાધી શકાય છે, તે ઉત્તમ રીતે બતાવવામાં આવ્યું છે. વ્યાવહારિક સદ્‌બોધની તો તે ખાણ જ છે. આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષોને આ ગ્રંથદ્વયનું જ્ઞાન હોવું આવશ્યક છે. આ પુસ્તકો અમે બાર પંદર વર્ષનાં બાળક બાળકીઓ માટે ખાસ લખાવ્યાં છે. પુસ્તકની ભાષા અત્યંત મોહક પણ સહેલી રાખી છે. ઉપરાંત કથાનકના અનુરોધ પ્રમાણે હાફટોન પ્રોસેસથી તૈયાર કરેલાં ભારતમાં આઠ અને રામાયણમાં સાત એવાં સુંદર ચિત્રો આપેલાં છે. છપાઇ અને બાઈંડીંગ ઉત્તમ. કિંમત ભારતના રૂ. ૦-૧૦-૦ અને રામાયણના રૂ. ૦-૫-૦. પોસ્ટેજ જુદું.

લખો—મેનેજર—ચિત્રશાળા પ્રેસ, પૂના.

# અનુક્રમણિકા.



## પ્રકરણ ૪ થું. સન્ધિ.

( તહ કરીને દોસ્તી બાંધવી. )



---



# પ્રસ્તાવના.

—०×०—

વાઙ્મયસૃષ્ટિની અન્દર સુન્દર અને ભભકાદાર નામવાળાં અનેક પુસ્તક આજ સુધીમાં અવતીર્ણ થયાં હશે. પણ નામપ્રમાણે કૃતિ કરીને અજરામર થએલાં એવાં હિતોપદેશ જેવાં પુસ્તકો બહુજ થોડાં મળવાનાં. આ પુસ્તકની લોકપ્રિયતા આજ આશરે દોઢ હજાર વર્ષથી અવ્યાહત કાયમ રહી છે, એ એકજ બીના તેની ઉપયુક્તતાની ઉત્કૃષ્ટ ખાત્રી આપવાને બસ છે. તેનાં ભાષાન્તરો દુનિયાના જુદા જુદા પ્રદેશની પ્રગલ્ભ એવી વીસ ભાષામાં થયાં છે, એ ઉપરથી પણ એમાંનો ઉપદેશ યચ્ચયાવત્ મનુષ્યમાત્રને કેવો ઉપકારક છે એ લક્ષમાં આવશે. મનુષ્યે સચ્ચાઇપૂર્વક વર્તવું, સરળપણે ચાલવું, કોઇનુંએ ખરાબ ઇચ્છવું નહીં, બની શકે તે રીતે બીજાને ઉપયોગી થવું વગેરે તત્ત્વો પ્રત્યેક મનુષ્યે આચરણમાં ઉતારવાં એને માટે વાદ નથી. પણ મનુષ્યનો વ્યવહાર યશસ્વી થવાને તેનું પોતાનું સદાચરણજ માત્ર બસ થતું નથી. દુરાચરણી કિંવા દુષ્ટ લોકોનાથી પોતાનું સંરક્ષણ કેવી રીતે કરવું, તેમની યુક્તિઓ વેળાસરજ જાણી લઇને સાવધતાપૂર્વક કેવી રીતે વર્તવું, એનું પણ તેને ભાન હોવું જોઇએ. પોતાને હાથે દુરાચરણ ન થવા પામે એને માટે મનુષ્યે દક્ષ રહેવું જેટલું આવશ્યક છે તેટલીજ દુરાચરણી કિંવા લુચ્ચા માણસોને હાથે પોતે ન ફસાઈ જાય એને માટે પણ તેણે કાળજી રાખવી પડે છે. સંક્ષેપમાં કહેવાનું કે સરળપણાની સાથે ઘણીવાર ભોળાપણાનું મિલન થએલું જણાઇ આવે છે, તે દૂર થવું જોઇએ ઢોંગી, લુચ્ચા, લફંગા ને આપસ્વાર્થી લોકોનો નિર્વાહ પ્રામાણિક, સરળ ને એકમાર્ગી મનુષ્ય પરજ ચાલે છે. આવા લોકોની સાથે સાવચેતીથી વર્તીને પોતાનો આયુષ્યક્રમ યશસ્વી બનાવવો એનેજ વ્યવહારી કુશળતા કહે છે. મનુષ્યને અંગે આ કુશળતા આણવાનું કામ હિતોપદેશ જેવા ગ્રંથોને હાથે આજ અનેક પેઢીઓથી અખંડપણે થતું આવ્યું છું. આવાં પુસ્તકોનાં માતૃભાષામાં ભાષાન્તરો થઇને એમાં ઉપદેશેલાં નીતિતત્ત્વો બહુજનસમાજને ઉપલબ્ધ થાય એવો પ્રયત્ન કરવો

સામ્પ્રતના જ્ઞાનપ્રસારના યુગમાં કેટલું આવશ્યક છે એને માટે નિરાળું વિવેચન કરવાનું કારણ નથી.

વ્યવહાર તેમજ નીતિનો ઉપદેશ, નિબંધ કિંવા નિરૂપણદ્વારા આપવાના કરતાં તે કલ્પિત કથાઓના મનોરંજક સાધનોવડે આપવો વધુ સુલભ ને પરિણામની દ્રષ્ટિએ વધુ શ્રેયસ્કર કેવો હોય છે એ ઇસબનીતિ જેવાં પુસ્તકોની લોકપ્રિયતા ઉપરથી સમજાઇ આવવા જેવું છે. ઇસબનીતિ અને હિતોપદેશ આ બે પુસ્તકોમાં એક મોટો ફરક છે તેનું પણ અહીં દિગ્દર્શન કરવું અવશ્ય છે. ઇસબ-નીતિમાં કેવળ કલ્પિત વાતો આપી છે. હિતોપદેશમાં કથાઓના અનુરોધે સુભાષિતો આપ્યાં છે, એથી મનોરંજન તેમજ બોધની સાથે મનુષ્યનામાં બહુશ્રુતતા આણવાનું કાર્ય પણ તેને હાથે થાય છે. સુભાષિતોને લીધે કથાઓનું મર્મ સમજાય છે ને કથાઓને લીધે સુભાષિતોની સમર્પકતા લક્ષમાં આવે છે. મનુષ્યના સ્વભાવનું ને મનોરચનાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને શાણા લોકોએ અખિલ માનવ-જાતિને માર્ગદર્શક નીવડે એવા સ્થાપિત કરેલા સિદ્ધાન્ત આ સુભાષિતોમાં ગુંથેલા નજરે પડે છે. આ સિદ્ધાન્તોની રચના બહુ થોડા શબ્દોમાં ને તે પણ બની શકે તેટલી સુલભ રીતે કરેલી જોઇને સુભાષિત કર્તાના ચાતુર્યનું ને મર્મજ્ઞતાનું કોઇને પણ કૌતુક થયા સિવાય રહેશે નહીં. તે ઓછા વધુ પ્રમાણમાં સર્વતોમુખી થએલાં હોય છે એ ઉપરથીજ તેની યોગ્યતા સમજાઇ આવે છે. એમાંનું રહસ્ય કેવળ ગુજરાતી ભાષાના વાચકોનાએ મનમાં બરાબર ઠસે એવા પ્રકારની આ ભાષાન્તરની યોજના કરી છે. (મૂળ પુસ્તકને પાસે રાખી આ ભાષાન્તર વાંચનારાને સંસ્કૃત ભાષાની સ્હેજ પિછાણ પણ થાય એ સુદ્ધાં આ પ્રયત્નનો એક ઉદ્દેશ છે. તે કેટલો સફળ થયો છે એ નક્કી કરવાનું વાચકોનેજ સોંપી આ નાનીશી પ્રસ્તાવના પૂરી કરૂં છું.)

પૂના તા. ૧૨ ઑગષ્ટ ૧૯૨૮

—ભાષાન્તર કર્તા.

---

# હિતોપદેશ.

## પ્રાસ્તાવિક ભાગ.



'ગંગા નદીના જળમાં જેવો ફીણનો પટો હોય છે તે પ્રમાણે જેના ભાલપ્રદેશમાં ચન્દ્રની કળા છે એ શંકરના પ્રસાદથી સજ્જનોને તેમણે હાથમાં લીધેલા કાર્યમાં યશ આવો !'

'આ હિતોપદેશના શ્રવણથી, પોતાના વિચાર પ્રૌઢ ભાષામાં પ્રગટ કરવાનું કૌશલ્ય મનુષ્યના અંગે આવે છે. તેની વાણીમાં વૈચિત્ર્ય ઉત્પન્ન થઇ તેને નીતિનું જ્ઞાન મળે છે.'

'જાણે પોતે અમર છે ને પોતાને કદિપણ વૃદ્ધાવસ્થા આવવાની નથી એવી ભાવનાથી મનુષ્યે સતત વિદ્યા સંપાદન કરવી ને દ્રવ્ય મેળવવું. બીજી બાજુ આપણી ચોટલી મૃત્યુના હાથમાં છે એવી ભાવનાથી તેણે ધર્મનું આચરણ કરવાના કામમાં એક ક્ષણની પણ ઢીલ કરવી નહીં.'

'વિદ્યારૂપી ધન એવું છે કે, તે કોઇનાથી ચોરી શકાતું નથી, તેની કદિ આના પાઇમાં કિમ્મત કરી શકાતી નથી કિંવા તે કદિ ક્ષીણ થતું નથી. અને તેથી જ વિદ્યારૂપ દ્રવ્ય એ બીજાં તમામ દ્રવ્યના કરતાં શ્રેષ્ઠ છે એમ ડાહ્યા પુરૂષો માને છે.'

'વિદ્યાવડે મનુષ્ય સુશિક્ષિત થાય છે, સુશિક્ષિતપણાને લીધે અંગે યોગ્યતા આવે છે, યોગ્યતા આવી કે પુષ્કળ પૈસો મળે છે. પૈસો મળવાથી પરોપકાર કરી પુણ્ય મેળવી શકાય છે અને પુણ્યનો સંગ્રહ કરવાથી સુખની વૃદ્ધિ થાય છે.'

'યુદ્ધકળાનું જ્ઞાન અને શાસ્ત્રનું જ્ઞાન એ બન્નેના યોગે મનુષ્યની પ્રસિદ્ધિ થાય છે. પહેલી વિદ્યા વાર્ધક્યમાં હાથપગ શિથિલ થવાથી નિરૂપયોગી થાય છે, પણ બીજીનું માત્ર સદૈવ સન્માન જ થાય છે.'

'લીલાં માટલાંપર કાઢેલી આકૃતિ કાયમ રહે છે. અને તેથી જ આ પુસ્તકમાં બાળકોને માટે વાર્તાદ્વારા નીતિનાં તત્ત્વો ઉપદેશ્યાં છે.'

'મિત્ર લાભ (મિત્ર કરવો), મિત્રભેદ (મિત્રમિત્રનું જુદા પડવું), વિગ્રહ (યુદ્ધ) ને સન્ધિ (તહ) આ ચાર પ્રકરણો પંચતંત્ર તેમજ અન્ય ગ્રંથોને આધારે આમાં વર્ણવ્યાં છે.'

ભાગીરથીને કિનારે પાટલીપુત્ર નામનું શહેર હતું. ત્યાં સુદર્શન નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજામાં જે ગુણો અવશ્ય હોવા જોઇએ તે બધા તેનામાં હતા. એકવાર કોઇએ કહેલાં નીચલાં બે વાક્ય તેના કાનપર આવ્યાં:—

'શાસ્ત્ર (વિદ્યા) એ તમામ સંશયનો નાશ કરનારું છે. જે બાબતો સામાન્યતઃ દેખાવી અશક્ય હોય છે તે બાબતો તે બતાવી શકે છે. તે જેની પાસે ન હોય તેને આંધળો જ કહેવો જોઇએ.'

'તારુણ્ય, શ્રીમન્તાઈ, ધણીપણું અને અવિચાર આ ચાર પૈકી મનુષ્યનામાં કોઇપણ એક હોય તો એ અનર્થનું કારણ થાય છે. તો પછી જે મનુષ્યનામાં આ ચારેય બાબતોનો મેળાપ થયો હોય તેની સ્થિતિનું તો શું વર્ણન કરવું?'

આ રાજાના કુંવરોને વિદ્યાનો ગંધપણ નહોતો અને તેમનું વર્તન પણ ખરાબ હતું. ઉપરનાં વચનો સાંભળતાંજ તેને પોતાના પુત્રોનું સ્મરણ થઇ બહુ દુઃખ થયું ને તેના મનમાં નીચેના વિચારો આવ્યા:—

'જે વિદ્વાન નથી કે સદ્વર્તની પણ નથી એવો પુત્ર જન્મ્યો હોય તો તેનો શો ઉપયોગ? આંધળી આંખોનો ઉપયોગ તો કંઇ થતો નથી પણ તેને લીધે ચ્હેરો માત્ર વિદ્રૂપ બને છે.'

'છોકરો થયો જ ન હોય કિંવા થઇને મરી ગયો હોય તે એકવાર નિભાવી લેવાય પણ તે જીવતો રહીને મૂર્ખ નીવડે અથવા રહે એના જેવી બીજી ફજેતી નથી. છોકરો થયો નહોય કિંવા થઇને મૃત્યુ પામ્યો હોય તો મનુષ્યને એક જ વાર જે દુઃખ લાગશે તે લાગશે; પણ મૂર્ખ પુત્રને લીધે માબાપને ડગલે ને પગલે દુઃખ થાય છે.'

સિવાય,

'જેના જન્મને યોગે કુળની ખ્યાતિ થાય છે તે જ ખરો

જન્મ્યો એમ કહી શકાય. નહીં તો આ જગતની રહેંટમાળમાં જન્મ મૃત્યુની ધડામોડ એકસરખી ચાલુ જ છે.'

'ગુણવાન લોકોની ગણતરી કરતી વેળા જેમના નામપર આંગળી પડતી નથી એવા બાળકને જન્મ દેનારી સ્ત્રીઓને પુત્રવતી કહેવી તો પછી વાંઝણી કોને કહેવી, એ મને કહો.'

'દાનધર્મ, તપશ્ચર્યા, પરાક્રમ, વિદ્યાભ્યાસંગ ને દ્રવ્યાર્જન વગેરેને માટે જેણે પ્રસિદ્ધિ ન મેળવી તે પોતાની માનો પુત્ર નહીં પણ મલોત્સર્ગ જ છે.'

'સેંકડો મૂર્ખ છોકરાઓ હોવાના કરતાં એક જ કાં નહીં, પણ ગુણવાન છોકરો હોવો શ્રેયસ્કર છે. આકાશમાં સેંકડો તારા હોય છે, પણ અંધકારને દૂર કરવાનું કામ એકલા ચંદ્રને હાથે જ થાય છે.'

'જેણે એકાદા તીર્થક્ષેત્રમાં કઠણ તપશ્ચર્યા કરી હોય તેને જ આજ્ઞાધારક, સંપન્ન, ધર્મનિષ્ઠ ને બુદ્ધિવાન્ એવા પુત્રની પ્રાપ્તિ થાય છે.'

'દ્રવ્યપ્રાપ્તિ, નિરોગી શરીરપ્રકૃતિ, પ્રેમ કરનારી ને મધુર ભાષણ કરનારી સ્ત્રી, આજ્ઞામાં રહેનારો પુત્ર અને પૈસો મેળવી આપનારી વિદ્યા, આ છ બાબતો સંસારમાં અત્યંત સુખપ્રદ છે.'

'ખાંડીભર છોકરાં હોવાથી કોને સુખ થાય છે ? એના કરતાં કુટુંબનું પોષણ કરનારો ને પોતાથી વડીલોને કીર્તિમાન કરનારો એવો એક જ પુત્ર હોવો વધારે સારૂં.'

તો મારાં બાળકો હોંશિયાર ને ગુણવાન કેવી રીતે બને ? કારણ કહ્યું જ છે કે,

'આયુષ્ય, કર્મ, પૈસો; વિદ્યા, ને મરણ એ બધું પ્રાણી ગર્ભમાં હોય છે એ વખતે જ નક્કી થએલ હોય છે.'

વળી,

'જે બાબતો થવાની જ એમ નિશ્ચિત થયું હોય છે તેમાંથી મોટા મોટા લોકો પણ પોતાનો છુટકો કરી શકતા નથી. આવડા મોટા શંકર, પણ તેમને સુદ્ધાં પોતાનું આયુષ્ય નગ્ન-સ્થિતિમાં વીતાવવું પડયું. તે જ પ્રમાણે વિષ્ણુને પણ સર્પના શરીરપર શયન કરવું પડયું.'

'જે બનવાનું નથી એમ ઠરેલું હોય છે તે કાલત્રયે પણ બનતું નથી. તેવી જ રીતે જે થવાનું હોય છે તે કાળત્રયે પણ મિથ્યા થતું નથી. ચિન્તારૂપ વિષની બાધાને દૂર કરનારૂં આ ઔષધ પીને સૌએ સંતોષમાં રહેવું એ સારૂં.'

'જેમને કંઇ કરવાનું નથી હોતું એવા લોક આ પ્રમાણે પ્રારબ્ધપર હવાલો નાંખી સ્વસ્થ બેસે છે. પણ,

'પ્રારબ્ધપર આધાર રાખી કોઇએ પણ પોતાનો ઉદ્યોગ કદિ પણ ન છોડવો. ઉદ્યોગ કર્યાસિવાય કોઇનેયે તલનું તેલ બેઠા બેઠા મળવાનું નથી.'

'કેવળ એક પૈડાંથી રથને ગતિ મળવી જે પ્રમાણે અશક્ય હોય છે તે પ્રમાણે જ પ્રયત્નોનું સાહાય્ય હોવાસિવાય એકલા દૈવ માત્રથી કોઇપણ કાર્ય સિદ્ધ થવાનું નથી.'

તેવી રીતે જ,

'દૈવ દૈવ કરીને જે કહે છે તે બીજું કંઇ ન હોઈ પૂર્વજન્મે કરેલા પ્રયત્ન જ છે. અને તેથી જ માણસે આળસ છોડીને હંમેશ ઉદ્યોગ કરતાં રહેવું જોઇએ.'

સિવાય,

'લક્ષ્મી એ ઉદ્યોગી પુરૂષનો જ આશ્રય કરે છે. સહુ કંઈ નશીબથી જ પ્રાપ્ત થાય છે એમ લોકો કહે છે, પણ તે ખરૂં નથી. દૈવને દૂર સારીને સખ્ત ઉદ્યોગ કર. ઉદ્યોગ કરવા છતાંયે જો કાર્ય-સિદ્ધિ ન થાય તો તેમાં તારો શો દોષ છે?'

'કુંભાર જે પ્રમાણે માટીના ગોળામાંથી પોતાને જોઇએ તે વાસણ તૈયાર કરે છે તે પ્રમાણે મનુષ્ય જેવો ઉદ્યોગ કરશે તેવું જ તેને છેવટે ફળ મળે છે,'

'કાગનું બેસવું ને ડાળનું પડવું આ ન્યાયે એકાદો ધનનો ભંડાર કદાચિત્ તમારી આગળ ખુલ્લો થયો હોય તોપણ તે લેવાને તમારે પ્રયત્ન તો કરવો જ જોઇએ. નશીબ કંઇ તે તમારા ઘરમાં આણીને નાંખશે નહીં.'

'કાર્યસિદ્ધિ થાય છે તે ઉદ્યોગથી જ થાય છે. કેવળ મનોરથ કરવાથી થતી નથી. સિંહને સુદ્ધાં જંગલમાંથી જનાવરો

મારીને આણવાં પડે છે. જનાવરો પોતેજ આવી મારા મ્હોંમાં પેસશે એમ કહીને જો તે ઉધ્યાં કરે તો તેનું પરિણામ શું આવે વારૂ ?'

'છોકરો ગુણવાન થાય છે તે તેનાં માબાપ તેની પાસે અભ્યાસ કરાવે તો જ થાય છે. જન્મતાં જ કોઇ પંડિત બનતું નથી.'

'જે માબાપ બાળકોને ભણાવતાં નથી તે તેમના શત્રુ છે. હંસના ટોળાંમાં જેમ બગલાનું તેજ પડતું નથી તેજ પ્રમાણે આવા બાળકોનું વિદ્વાનોની સભામાં તેજ પડતું નથી.'

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ પોતાના આશ્રિત પંડિતોની સભા બોલાવી. રાજાએ કહ્યું, હે પંડિતો ! હું શું કહું છું તે સાંભળો. મારાં છોકરાં હમેશાં ભલતાજ માર્ગે વર્તે છે, વિદ્યાનો તેમને પાસ પણ નથી. તો વિદ્યા ભણાવીને તેમને સન્માર્ગે લગાડે એવો કોઈ વિદ્વાન મનુષ્ય તમારામાં છે કે ? કારણ, કહ્યું જ છે કે,

'સોનાના સમાગમથી કાચને પણ જે પ્રમાણે રત્નનું તેજ ચઢે છે, તેજ પ્રમાણે સજ્જનોના સહવાસથી મૂર્ખનામાં પણ ચાણાક્ષપણું આવે છે.'

'મનુષ્યે પોતાના કરતાં ઓછી યોગ્યતાવાળા મનુષ્યની સોબત કરી કે તેની બુદ્ધિનો હ્રાસ થાય છે. પોતાની બરોબરીના મનુષ્યની સોબત કરી હોય તો તેની બુદ્ધિ કાયમ રહે છે ને સારાનો સમાગમ થયો હોય તો તેની બુદ્ધિ વધુને વધુ તેજસ્વી થાય છે.'

એ સભામાં વિષ્ણુશર્મા નામનો એક મોટો પંડિત હતો. તે નીતિ તેમજ વ્યવહારને ઉત્કૃષ્ટ રીતે જાણનારો ને બૃહસ્પતિના જેવો ડાહ્યો હતો. તે બોલ્યો, 'મહારાજ, આ રાજપુત્રો મોટા કુળમાં જન્મ્યા છે તો નીતિશાસ્ત્રના પાઠો શીખવી તેમને ડાહ્યા બનાવવા અશક્ય નથી.

કારણ,

સંસ્કાર ફળદ્રૂપ થવાને તે યોગ્ય વસ્તુપર જ કરવો જોઇએ. ભલતી જ વસ્તુપર કરવાથી તેનો કાંઇ જ ઉપયોગ થતો નથી. કોઇ કેટલોયે શ્રમ લે તોપણ બગલાને કંઇ પોપટની જેમ શબ્દોચ્ચાર કરતાં શીખવી શકાય નહીં.'

સિવાય,

'આપના જેવા મોટાના કુળમાં નિર્ગુણી બાળક જન્મવાં અશક્ય છે. રત્નની ખાણમાંથી કાચનો મણી મળવો કદિપણ શક્ય છે શું?'

હું છ મહિનાની મુદ્દતમાં આપનાં બાળકોને નીતિશાસ્ત્રમાં પારંગત કરી દઇશ.

પંડિતનું આવી રીતનું ભાષણ સાંભળીને રાજા નમ્રતાપૂર્વક બોલ્યો, આપ કહો છો તે પ્રમાણે અવશ્ય બનશે એ બાબતમાં મારી ખાત્રી છે.

કારણ,

'પુષ્પના સહવાસથી એકાદા કીટકને પણ સજ્જનોના મસ્તક પર સ્થાન મળે છે. સારા લોકોએ વિધિપૂર્વક સ્થાપના કરી કે પત્થરને પણ દેવપણું પ્રાપ્ત થાય છે.'

'ઉદયગિરીપરની વસ્તુઓ સૂર્યના સાન્નિધ્યથી જે પ્રમાણે તેજઃપુંજ દેખાય છે તદ્દત જ સારાઓના સહવાસથી નિર્માલ્ય માણસો પણ યોગ્યતાએ ચઢે છે.'

'તો હું મારાં આ બાળકોને આપના તાબામાં આપું છું નીતિશાસ્ત્ર શીખવવાના કામમાં એમનાપર આપનો સંપૂર્ણ અધિકાર છે.' આમ કહીને રાજાએ પોતાનાં બાળકોને મોટા આદરપૂર્વક વિષ્ણુશર્માને સ્વાધીન કર્યાં.'

---

# हितोपदेश.



## મિત્રલાભ.



રાજમહેલની અગાશીમાં રાજપુત્રો ગમ્મત કરતા બેઠા હતા ત્યાં પંડિતે તેમને કહ્યું,

'બુદ્ધિમાન લોક પોતાનો કાળ કાવ્ય અને શાસ્ત્રોના આનંદમાં ગાળે છે. અને મૂર્ખ લોક એજ કાળ વ્યસનમાં, ઉંઘમાં અથવા ટંટાબખેડા કરવામાં વીતાવે છે.'

તો તમારા આનન્દને માટે હું કાગડા, કાચબા વગેરે પ્રાણીઓની મનોરંજક વાર્તાઓ કહું છું, તે સાંભળો. પ્રથમ હું તમને 'મિત્રલાભ' નામનું પ્રકરણ સમજાવું છું. એ પ્રકરણનો પહેલો શ્લોક આ પ્રમાણે છે:—

'ડાહ્યા અને બુદ્ધિમાન એવા ઉત્કૃષ્ટ મિત્ર, સાધનોની તેમજ સંપત્તિની અનુકૂળતા ન હોવા છતાંય પોતાનાં કાર્ય કેવી રીતે પાર પાડે છે એ કાગડો, ઉંદર, હરણ ને કાચબાની જે વાર્તા અત્રે આપી છે એ ઉપરથી દેખાઇ આવશે.'

ગોદાવરી નદીને કાંઠે શેવરીનું એક મોટું ઝાડ હતું. એ ઝાડ ઉપર જુદા જુદા પ્રદેશમાંથી આવતા જતા પક્ષીઓ રાત્રે વિશ્રાન્તિ લેવા સારૂ બેસતા હતા. એક દિવસે પરોઢીઆના વખતે ચન્દ્રમા આથમી જવાના સમયે એ ઝાડ ઉપર આશ્રયને માટે રહેલો લઘુપતન નામનો એક કાગડો ઉંઘમાંથી જાગ્યો. અને જુએ છે તો, સાક્ષાત યમરાજના જેવો દેખાતો એક પારધી તેને નજરે પડયો. એને જોઇને કાગડો બોલ્યો, "આજ પથારીમાંથી ઉઠતાં જ આ અપશકુન થયું. આ જ કયું દુઃખ ભોગવવાનું આપણા નશીબમાં આવે છે કોણ જાણે!" આમ કહીને તે દુઃખી અંતઃકરણથી તેની પાછળ પાછળ જવા લાગ્યો. કારણ કહ્યું જ છે કે,

'દરરોજ દુઃખનાં અને ભયનાં હજારો કારણો ઉપસ્થિત થાય છે. એથી મૂર્ખ મનુષ્ય ગભરાઈ જાય છે. પણ ડાહ્યો મનુષ્ય એવી બાબતોને દાદ દેતો નથી.'

સિવાય,

'સંકટનું ચિન્હ દેખાતાં જ તેનું સ્વરૂપ કેવા પ્રકારનું છે એને માટે મનુષ્યે પોતાની ખાત્રી કરી લેવી જોઈએ. આજ મરણ, રોગ કિંવા દુઃખ એ પૈકી કોનો હલ્લો પોતાનાપર આવવાનો છે એ જાણી લઇને મનુષ્યે વરતવું જોઇએ.'

આ બાજુ પારધીએ પોતાની જાળ પાથરીને તેના ઉપર થોડા ચોખા વેર્યા ને કોઇપણ પક્ષીની નજર ન જાય એવે ઠેકાણે જઇને તે બેઠો. એજ વખતે ચિત્રગ્રીવ નામનો કબૂતરોનો રાજા પોતાના પરિવારસહ આકાશમાંથી જતો હતો એને એ જમીનપર પડેલા ચોખા દેખાયા. ચોખાને જોતાં જ સ્વાભાવિક રીતે એ કબૂતરોના મ્હોંમાં પાણી છૂટયું. એ સમજી જઇને ચિત્રગ્રીવ તેમને કહે છેઃ "આ નિર્જન જંગલમાં આ ચોખા ક્યાંથી આવ્યા ? એ ચોખા જ છે કે બીજું કાંઈ છે એનો બરાબર વિચાર કરો. મને તો આ કંઇ સારાં ચિન્હ દેખાતાં નથી. આ ચોખાના લોભમાં આપણે સપડાશું તો,

'કંકણના લોભથી એક પ્રવાસી ઉંડા કાદવમાં ખુંચી ગયો ને એક વૃદ્ધ વાઘે તેનાપર ત્રાપ મારીને તેને ઠાર કર્યો.' એવી આપણી સ્થિતિ થશે.

આ વાત શી છે એમ કબૂતરોએ પૂછયા ઉપરથી ચિત્રગ્રીવે તેમને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા ૧ લી.

## લોભને લીધે આવી પડેલું સંકટ.

હું એક વખત દક્ષિણ તરફના વનમાં ફરતો હતો ત્યારે આવો પ્રકાર મારી નજરે પડયો. એક ઘરડો વાઘ સ્નાન કરીને ને હાથમાં દર્ભ લઇને એક સરોવરને કાંઠે બેઠો હતો. એ રસ્તે થઇને



આ બાજુ પારધીએ પોતાની જાળ પાથરીને તેના ઉપર થોડા ચોખા વેર્યા ને કોઇપણ પક્ષીની નજર ન જાય એવે ઠેકાણે જઇને તે બેઠો. [ પૃ. ૮

કેટલાક વટેમાર્ગુ જતા હતા. તેમને ઉદ્દેશીને વાઘ બોલ્યો, "એ વટેમાર્ગુ ભાઇઓ, આ સોનાનું કંકણ લ્યો." તેનું આ બોલવું સાંભળીને એક જણને કંકણનો લોભ થયો, અને તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, "આવા પ્રસંગ સુદૈવથી જ આવે છે. પણ આ કામમાં ભય પણ મોટો છે. તો આ ભાંજગડમાં ન પડવું એ જ સારૂં."

કારણ,

'અનિષ્ટ વાતમાંથી મોટો લાભ થાય તોપણ તેનું પરિણામ સારૂં આવતું નથી. અમૃતને પણ જો વિષનો સંસર્ગ થાય તો તે મૃત્યુનું જ કારણ બને છે.'

પણ બીજી બાજુ, પૈસા મેળવવા એટલે તેમાં થોડો ઘણો ભય તો હોવાનો જ. કારણ, કહ્યું જ છે કે,

સંકટની સામે થયાસિવાય મનુષ્યનો ઉત્કર્ષ ક્યારેય પણ થતો નથી. સંકટની સામે થઇને એમાંથી તે પાર પડે ત્યારે જ તેને આનન્દનો દિવસ દેખાય છે.'

તો જોઉં તો ખરો કે એ શું કહે છે? આવો વિચાર કરીને તે વાઘ પ્રત્યે બોલ્યો, "તારૂં કંકણ ક્યાં છે?" વાઘે પોતાના હાથમાંનું કંકણ તેને બતાવ્યું ત્યારે વટેમાર્ગુએ તેને કહ્યું:—

"તારા જેવા હિંસક પ્રાણીપર મારો વિશ્વાસ કેવી રીતે બેસે?" વાઘે જવાબ આપ્યો, "સાંભળ, જુવાનીમાં હું અતિશય દુર્વર્તની હતો. અનેક ગાયોનો ને માણસોનો મેં સંહાર કર્યો હોવાથી મારાં બૈરી છોકરાં મરી ગયાં. હવે મારો વંશ ચલાવવાને મારી પાછળ કોઇ જ રહ્યું નથી. તેથી રહેલું આયુષ્ય દાનધર્મ કરવામાં વીતાવ એમ એક ધર્મગુરૂએ મને કહ્યું ત્યારથી હું સ્નાન સન્ધ્યામાં ને દાનધર્મમાં વખત ગુજારૂં છું. અને સિવાય હું તદ્દન ઘરડો થયો હોવાથી મારા નખ ને દાંત પણ પડી ગયા છે. આવી સ્થિતિમાં મારાપર વિશ્વાસ રાખવામાં તને શી હરકત છે?"

કારણ,

'યજ્ઞયાગ, વેદાધ્યયન, દાનધર્મ ને તપશ્ચર્યા, ખરાપણે વર્તવું, ગમે તેવો પ્રસંગ આવ્યા છતાં ધૈર્ય ન છોડવું, ક્ષમાશીલતા ને કોઈ

પણ વસ્તુનો લોભ ન રાખવો એ ધર્મના આઠ પ્રકાર કહ્યા છે.'

'એમાંથી યજ્ઞયાગ, વેદાધ્યયન, દાનધર્મ ને તપશ્ચર્યા આ ચાર પ્રકાર દાંભિક લોકોનાથી પણ આચરી શકાય છે. પણ ખરાપણાથી વર્તવું વગેરે બીજા ચાર માર્ગ ખરેખર જ જેનું અંતઃકરણ મહાન હોય છે એનાથી જ સ્વીકારી શકાય છે, બીજાથી સ્વીકારી શકાતા નથી.'

'મારા હાથમાં આ સોનાનું કંકણ આવ્યું છે. વસ્તુતઃ તે મારી પાસે રાખવાને મને કંઈ હરકત નથી. પણ મને કશાનોયે લોભ ન રહ્યો હોવાથી, તે જે કોઇ મળે તેને આપી દેવાને હું બહુજ ઉત્સુક ને અધીર થયો છું. આવી સ્થિતિમાં મારાપર પૂરેપૂરો વિશ્વાસ રાખીને વર્તવામાં તારૂં મન શાથી કચવાય છે એ જ હું સમજી શકતો નથી. વાઘ માણસને ખાય છે એ લોકોની માન્યતા દૂર કરવી અર્થાત્ જ શક્ય નથી. પણ એ માન્યતાને બાળી પાડી તું મારે માટે જરાએ શંકા ન રાખ. મેં ધર્મશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો છે એથી એમાંના કેટલાંક વચન તને કહું છું તે સાંભળઃ—

'પાણીનાં દુઃખવાળા મારવાડ જેવા પ્રદેશમાં વરસાદ પડવાથી જેવો ચારે તરફ આનંદ થઇ રહે છે તેવો આનંદ ભૂખથી વ્યાકુળ થએલાને અન્ન આપવાથી થાય છે. તદ્દતજ દરિદ્રી માણસને દાન આપવાથી ખરૂં પુણ્ય થાય છે.'

'આપણને જેમ આપણો જીવ વ્હાલો હોય છે તેમ તે બીજાને પણ હોય છે, એ તત્ત્વને લક્ષમાં રાખીને જ સજ્જન લોક પ્રાણીમાત્રપર દયા કરે છે.'

'કોઇએ કાંઇ માગવાથી તેને તે આપવું અથવા ન આપવું. સુખ, દુઃખ, પસંદગી, નાપસંદગી વગેરે બધી બાબતમાં માણસે પોતાના ઉપરથી બીજાની પરીક્ષા કરવી જોઇએ.'

'પરસ્ત્રીને માતા સમાન માને છે, બીજાના ધનને મૃત્તિકા સમાન સમજે છે ને પોતાની પેઠે જ પ્રાણીમાત્રપર પ્રેમ કરે છે તે જ ખરો પંડિત છે.'

તું અત્યંત દુઃખી અને કષ્ટી દેખાય છે અને તેથી જ તને આ દાન આપવાને આટલો પ્રયત્ન કરૂં છું. કારણ કહ્યું જ છે કે



મારા હાથમાં આ સોનાનું કંકણ આવ્યું છે. વસ્તુતઃ તે મારી પાસે રાખવાને મને કંઈ હરકત નથી. પણ મને કશાનોએ લોભ ન ગમે હોવાથી, તે જો કોઈ મળે તેને આપી દેવાને હું બહુજ ઉત્સુક ને અધીર થયો છું. [ પૃ. ૧૦

૧૧ ૧૪૨૯૨

'પ્રિય કૌંતેય, ગરીબોને જ દાન કર. શ્રીમંતોની નકામી ભરતી કરતો નહીં. રોગીને જ દવા આપીએ તો તેનો ઉપયોગ થાય છે. હૃષ્ટપુષ્ટ માણસને દવા આપવાનું શું કારણ છે?'

'જેનો આપણાઉપર કદિ ઉપકાર થયો નથી એવાને જ દાન દેવામાં ખરૂં પુણ્ય છે. યોગ્ય કાળે ને યોગ્ય સ્થળે સત્પાત્ર માણસને આપેલું દાન જ ખરૂં દાન છે.'

તો આ સરોવરમાં સ્નાન કર ને આ સોનાનું કંકણ લે.

વાઘના આ બોલવાપર વિશ્વાસ રાખી લોભવશ બનીને પેલો વટેમાર્ગુ સ્નાન કરવા સારૂ સરોવરમાં ઉતર્યો ને ત્યાં જ તેના પગ કાદવમાં ખુંચી ગયા ને ત્યાંનો ત્યાં અડકી પડયો. તેની આ અવસ્થા જોઇને વાઘ તેને કહે છે, "અરેરે! કાદવમાં ખુંચી ગયો લાગે છે? સબુર કર, હું તને બહાર કાઢું છું!" આમ કહી ધીમા ધીમા પગલાં ભરતો વાઘ એ તળાવમાં પેઠો અને તેણે એ વટેમાર્ગુને પોતાના પંજામાં પકડયો! ત્યારે વટેમાર્ગુના મનમાં વિચાર આવ્યો કે,

'દુષ્ટ મનુષ્ય કેવળ ધર્મશાસ્ત્ર મ્હોડેથી બોલે છે, કિંવા તેણે વેદનું અધ્યયન કર્યું છે એટલા જ કારણથી તેનાપર વિશ્વાસ રાખવો એ અપાયકારક જ છે. કારણ, આમ કરવાથી તેનો મૂળનો સ્વભાવ કંઇ બદલાતો નથી. તે સ્વભાવતઃ જ મધુર હોય છે.'

'સારાંશ શું કે, આ હિંસક પ્રાણીપર મેં વિશ્વાસ મૂક્યો એ કંઈ સારૂં કર્યું નહીં. કોઇની પરીક્ષા કરવી હોય તો તે તેના અન્યાન્ય ગુણોપરથી ન કરતાં સ્વભાવપરથી જ કરવી જોઇએ. કારણ બીજા ગુણ કેટલાએ હોય તોપણ તે નિરૂપયોગી ઠરીને છેવટે સ્વભાવ જ તેના માથે પગ મૂકીને આગળ વધે છે!'

પણ હવે આ વિચાર સૂઝયાનો શો ઉપયોગ? નશીબમાં લખ્યું હોય તે કંઇ ટળતું નથી, એમ જે કહે છે તે કંઇ ખોટું નથી.

'આવડો મોટો ચન્દ્ર, સર્વ અંતરિક્ષમાં વિહાર કરનારો, અંધકારનો નાશ કરનારો, સહસ્ર કિરણો ધારણ કરનારો, સર્વ તારાઓની મધ્યભાગે સંચાર કરનારો, પણ તેનુંયે દૈવ ફરે એટલે તે રાહુના પંજામાં સપડાય છે. બ્રહ્મદેવે નશીબમાં જે લખ્યું હોય તે ભોગવ્યાસિવાય છુટકો નથી એ જ ખરૂં!'

વટેમાર્ગુના મનમાં આવી રીતે વિચારની પરંપરા ચાલે છે એટલામાં તો વાઘે તેને પકડીને ઠાર મારી નાંખ્યો !

આ વાત કહીને ચિત્રગ્રીવ કહે છે, " અને તેથી જ કહું છું કે ભાઇઓ, જે કંઇ કરવાનું હોય તે વિચાર કરીને કરો.

કારણ,

' પચી ગએલું અન્ન, વિચારશીલ છોકરો, પદ્ધતસર વર્તનારી સ્ત્રી, નિષ્ઠાપૂર્વક જેની સેવા કરવામાં આવે છે એવો રાજા, પૂર્ણ વિચાર કરીને કરેલું ભાષણ, આગળપાછળનો વિચાર કરીને કરેલું કૃત્ય એ દીર્ઘ કાળ પછી પણ કદિ અહિતકારક થતું નથી. '

ચિત્રગ્રીવનું આ ભાષણ સાંભળીને એક કબૂતર મોટી આઢ્યતાથી બોલ્યું, " તમે આમ કેમ બોલો છો ? "

' એકાદું સંકટ આવી પડે એટલે વૃદ્ધ માણસોના કહેવા પ્રમાણે ચાલવું, પણ સદાસર્વદા તેમના જ ઉપદેશપ્રમાણે ચાલવા જઇએ તો ખાવાનું મેળવવાનો પ્રયત્ન થવો પણ કઠણ થઇ પડે ! '

' આ પૃથ્વીપર ક્યાંઇનુંયે અન્નપાણી લઇએ તોપણ તેની આસપાસ સંકટો તો હોવાના જ. સંકટની છાયા પણ ઉપયોગી નહીં એમ કહીએ તો અન્નપાણી મેળવવાનો પ્રયત્ન પણ કેવી રીતે થાય? કિંબહુના આવી સ્થિતિમાં જીવતા રહેવું પણ અશક્ય થઇ પડે ! '

' મત્સરી, નાની મોટી બાબતોથી ગભરાઇ જનારો, કશાથીયે સંતુષ્ટ નહીં થનારો, તામસી, હમેશાં કાંઇને કંઇ શંકાકુશંકા કાઢનારો ને બીજાના પૈસાપર નિર્વાહ ચલાવનારો એ હમેશાં દુઃખમાં જ રહે છે ! '

તેનું આ ભાષણ સાંભળીને બધાં કબૂતરો પેલી જાળઉપર જઇને બેઠા.

' મોટા મોટા શાસ્ત્રોનો અભ્યાસ કરેલા, અનેક પ્રકારની કથા, પોથી પુસ્તકો વગેરેનું શ્રવણ કરેલા, કોઇને કંઇ શંકા આવી હોય તો તેનું નિરાકરણ કરવાના અધિકારવાળા, એવા ગૃહસ્થો પણ લોભના મોહમાં સપડાય એટલે દુઃખી થાય છે. '

' લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભથી ઇચ્છા બળવાન બને છે, લોભમાંથી મોહ અને નાશ એ ઉત્પન્ન થાય છે. સારાંશ લોભ એ બધા પાપોનું મૂળ છે.'

'સોનાનું હરણ પેદા થવાનો કદિ સંભવ નથી. તોપણ રામને એવા મૃગનો લોભ છુટયો. સામે સંકટ પીરસી જ રાખેલું હોય એટલે મનુષ્યની વિચારશક્તિ હોવા છતાં નહોવા જેવી જ થઇ જાય છે એમ કહે છે તે કંઇ ખોટું નથી.'

ત્યાર પછી તે બધાં કબુતરો જાળમાં સપડાઈ ગયાં ! જે કબૂતરના ભાષણથી આ પ્રસંગ આવી પડયો એ કબૂતરનો સર્વજણ તિરસ્કાર કરવા લાગ્યા.

'સમુદાયની આગેવાની કદિ લેવી નહીં. કારણ કામમાં યશ આવે તો સર્વજણ યશના સરખા ભાગીદાર થાય છે. પણ કાર્ય નિષ્ફળ જતાં તેનો બધો દોષ એકલા આગેવાનના માથાપર જ માર વામાં આવે છે !'

એ કબૂતરનો આવી રીતે સર્વજણ તિરસ્કાર કરવા લાગ્યા એ જોઇને ચિત્રગ્રીવ બોલ્યો:—"આ એનો દોષ નથી. કારણ કેટલીક વેળા મિત્ર સુદ્ધાં વિપત્તિનું કારણ થઇ પડે છે. ઉદાહરણાર્થ, વાછ-ડાંને બાંધવા સારૂ ગાયના એટલે પ્રત્યક્ષ તેની માના પગનો ઉપયોગ ડામણના જેવો કરવામાં આવે છે !"

'જે કોઇ સંકટમાં સપડાયલાનું દુઃખ દૂર કરવાનું સામર્થ્ય બતાવે છે તેને જ ખરો મિત્ર સમજવો. ભૂલથી થઇ ગએલી આપત્તને માટે દોષ દેતો રહે એ ખરો મિત્ર નથી.'

'સંકટ આવી પડયા પછી તેમાંથી કેવી રીતે પાર પડવું એ સૂઝતું નથી, આવી સ્થિતિ આવવી એ ભીરૂ પુરૂષનું લક્ષણ છે. તો એવા પ્રસંગે હિમ્મત રાખીને આવેલા સંકટનું નિવારણ કેવી રીતે કરવું એનો જ વિચાર કરવો વધારે સારૂં.'

'સંકટ સમયે ધીરજ રાખવી, ઉત્કર્ષના સમયમાં ક્ષમાશીલતા રાખવી, સભામાં ભાષણચાતુર્ય દર્શાવવું, યુદ્ધમાં પરાક્રમ કરવું યશને માટે અભિરૂચી રાખવી, વિદ્યાને માટે આસક્તિ રાખવી એ ગુણ મોટા લોકોમાં સ્વભાવતઃજ હોય છે.'

'પોતાનો ઉત્કર્ષ થાય એવી ઇચ્છા રાખનારા પુરૂષે નિદ્રા, જડત્વ, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘસૂત્રીપણું આ ૭ દોષોનો સંસર્ગ પોતાને ન લાગે એવી સાવચેતી રાખવી જોઇએ.'

તો હવે આ સંકટમાંથી છુટવાનો એક જ ઉપાય છે. તે એ કે આ જાળની સાથે જ તમે બધા એકદમ ઉડ્ડાણ કરો.

કારણ,

'ક્ષુદ્ર વસ્તુઓ પણ જો એકતાપૂર્વક વર્તે તો કાર્યસિદ્ધિ થાય છે. દોરડું એ યઃકશ્ચિત ઘાસનું જ વણેલું હોય છે. પણ એના વડે મદોન્મત્ત હાથી સુદ્ધાં બંધાઇ જાય છે!'

'એક જ કુળમાં જન્મેલા ક્ષુદ્ર માણસોની પણ એકતા છેવટે હિતકારક થાય છે. વાવેતર કરતી વેળા ચોખા ઉપરના છોલાંને પણ કાયમ રાખવાં પડે છે. તે કાઢી નાંખ્યા હોય તો ચોખા ઉગતા નથી.'

આવો વિચાર કરીને એ બધાં પક્ષીઓએ જાળસહીત ઉડ્ડાણ કર્યું, ને પારધી ગભરાઇ ગયો! એ બિચારો જાળ લઇને ઉડી જનારા એ પક્ષીતરફ જોતો જોતો તેમની પછવાડે દોડવા લાગ્યો. આ પક્ષીઓ જો કે સંપ કરીને ઉડી ગયા છે તોપણ તેઓ જ્યારે નીચે જમીન ઉપર ઉતરશે ત્યારે તો તેઓ મારા હાથમાં સપડાશે જ, એવી તેને આશા હતી. આ આશાથી તે, તે પક્ષીઓ દ્રષ્ટિના ટપ્પામાં હતા ત્યાં સુધી એકસરખો દોડયો જતો હતો. પણ છેવટે તે પક્ષી દેખાતાં બંધ થયાં ત્યારે બિચારો ખિન્ન હૃદયે પાછો ફર્યો.

પારધીને પાછો વળેલો જોઇને કબૂતરો ચિત્રગ્રીવને કહેવા લાગ્યાં, 'હવે આગળ શું કરવું?' ચિત્રગ્રીવે જવાબ આપ્યો.

'મા, બાપ ને મિત્ર આ ત્રણે સ્વભાવતઃજ આપણું હિત ચિંતનારા હોય છે. બીજા લોકોની એવા પ્રકારની વૃત્તિ કારણપરત્વે જ હોય છે.'

હિરણ્યક નામનો એક ઉંદર મારો જીવજાન દોસ્ત છે. તે ગંડકી નદીને કાંઠે ચિત્રવન છે ત્યાં રહે છે. તે આપણો પાશ તોડી નાંખીને આપણને છૂટા કરશે. તો આપણે હવે તેના તરફ જઃજઇએ.

આ પ્રમાણે તે સર્વજણ હિરણ્યક ઉંદરના દર તરફ ગયા. કયું સંકટ કયે વખતે આવશે એનો નીમ નથી હોતો એ બીકથી હિરણ્યક ઉંદર સો દરવાજાવાળા પોતાના વિવરમાં પુરતા બંદોબસ્તથી



એ બિચારો જાળ લઈને ઉડી જનારા એ પક્ષી તરફ જોતો જોતો તેમની પછવાડે દોડવા લાગ્યો. [ પૃ. ૧૪

રહ્યો હતો. ત્યાં ઉતરતી વખતે, ન જાણે, બધાં કબૂતર એક સાથેજ જમીનપર પટકાશે કે શું એ બ્હીકથી ચિત્રગ્રીવ ક્ષણવાર તો ગભરાઇ ગયા જેવો થયો. છેવટે તે બધા વિવરના દરવાજા આગળ સુખરૂપ જઇ પહોંચ્યા. ત્યારે ચિત્રગ્રીવ બોલ્યો, "મિત્ર અરણ્યક, તું મારી સાથે બીલકુલ જ બોલતો નથી એ શું ?"

ચિત્રગ્રીવનો અવાજ ઓળખીને હિરણ્યક ઉતાવળે ઉતાવળે દરમાંથી બહાર આવ્યો ને બોલ્યો, "કેવાં મારાં પૂણ્ય ! આજ મારો પરમપ્રિય મિત્ર ચિત્રગ્રીવ મને મળવા આવ્યો !"

'મિત્રની સાથે સંભાષણ કરવાની, તેના સહવાસમાં રહેવાની કિંવા તેની સાથે મન મોકળું કરીને બોલવાની તક જેને મળે છે તેના જેવો ભાગ્યવાન પુરૂષ આ જગતમાં બીજો કોઇ જ નથી !'

બધા કબૂતરોને જાળમાં પકડાયલાં જોઇને હિરણ્યક ઉંદર ક્ષણ-વાર તો આશ્ચર્યચકિત થયો ને "આ સ્થિતિ તમને શાથી આવી ?" આવો તેણે પ્રશ્ન કર્યો.

ચિત્રગ્રીવે જવાબ આપ્યો કે, "ભાઇ, પૂર્વજન્મે કરેલાં કર્મનું આ ફળ છે, બીજું શું ?"

'રોગ, દુઃખ, કલેશ, બંધન ને સંકટ એ મનુષ્યે કરેલા અપ-રાધરૂપી વૃક્ષનાં ફળ તેને ભોગવવાં પડે છે.'

આ સાંભળીને હિરણ્યક પોતાના મિત્રને પાશમાંથી છૂટો કર-વાના હેતુથી શિઘ્રતાપૂર્વક તેની પાસે ગયો. પણ ચિત્રગ્રીવે તેને કહ્યું, "ના, ના, એમ ન કરતો. સૌથી પ્રથમ મારા અનુચરોને તું પાશમાંથી મુક્ત કર અને પછી મારી પાસે આવ."

હિરણ્યક જવાબ આપે છે, કે "મારૂં બળ બહુ થોડું છે. મારા દાંત પણ કોમળ છે. તેથી બધાના પાશ તોડવાનું કામ મારાથી કેવી રીતે ઉચકાય ? બધાના પાશ તોડવાનો પ્રયત્ન કર-વામાં કદાચિત મારા દાંત પણ પડી જાય ! ને એમ થાય તો તને આમાંથી મુક્ત કરવાનું કામ મારાથી ન થઇ શકે. તો પ્રથમ હું તને જ છૂટો કરૂં છું. તું છૂટો થયા પછી અનુચરોનું જોઇ લેવાશે."

આ સાંભળી ચિત્રગ્રીવ બોલ્યો, "તું કહે છે તેમ થાય તો હરકત નહીં. પણ આ બધાને પ્રથમ છૂટા કર."

આના ઉપર હિરણ્યકે જવાબ આપ્યો, "પોતાના જીવને જોખમમાં નાંખીને આશ્રિતોનો જીવ બચાવવો, એ તત્ત્વ નીતિશાસ્ત્ર જાણનારાઓને પસંદ નથી."

કારણ,

'અડચણની વેળાએ ઉપયોગ થાય એટલા સારૂ ધનનું રક્ષણ કરવું, પોતાનું સર્વ કાંઇ ગુમાવીનેયે સ્ત્રીનું રક્ષણ કરવું અને દ્રવ્ય તેમજ સ્ત્રી આ બન્નેયની હાની વેઠીને પણ પોતાનું રક્ષણ અવશ્ય કરવું.'

'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ સાધવાના કામમાં પ્રાણ ઉપરજ બધો આધાર હોય છે. ને તેજ નષ્ટ થાય તો બાકી શું રહ્યું? પણ એક તેનું રક્ષણ કર્યું કે પછી ગમે તે પુરૂષાર્થ સાધી શકાય છે.'

ચિત્રગ્રીવ બોલ્યો, "નીતિશાસ્ત્રનું કહેવું તું કહે છે તેવું છે ખરૂં. પણ આશ્રિતોનું દુઃખ મારાથી જોવાતું નથી. અને તેથી જ તું તેમને પ્રથમ છૂટા કર, એવું મારૂં તને કહેવું છે."

કારણ,

'ડાહ્યા માણસે બીજાને માટે પોતાના ધન અને જીવિતનો ત્યાગ કરવો. પોતાનો નાશ ખાત્રીથી થવાનો છે એવું દેખાઇ આવ્યા પછી તો આવા પ્રકારનો ત્યાગ કરવો એ અત્યંત શ્રેયસ્કર છે.'

'એમની ને મારી જાત એક જ છે. અમારા સૌના શરીર પણ એકસરખાં છે. અને હું બધાનો આગેવાન છું. મારી આગેવાનીનો ફાયદો તેમને આવા પ્રસંગે ન મળે તો ક્યારે મળે!'

સિવાય,

'મારા તરફથી એમને પગાર વગેરે કાંઇ ન મળતું હોવા છતાં તેઓ મારૂં નેતૃત્વ સ્વીકારી રહ્યા છે. આવા આ મારા આશ્રિતોનું રક્ષણ કરવામાં મારા જીવને પણ અપાય થાય તો તેની તું ફીકર ન કરતો.'

'માંસ, મળ, મૂત્ર ને અસ્થિથી નિર્માણ કરેલો આ દેહ ક્ષણ-ભંગુર છે. આવા દેહને માટે મમતા ન રાખતાં હે મિત્ર, મારું લૌકિક નિષ્કલંક રાખ.'

'શરીર અને ગુણની વચ્ચે જમીન આસમાનનું અંતર છે. શરીર ક્ષણમાં નાશ પામનારું છે ને ગુણ કલ્પાંતપર્યન્ત ટકી રહે-નારા છે.'

ચિત્રગ્રીવનું આ પ્રવચન સાંભળીને હિરણ્યકને અતિશય આનંદ થયો. તેના સર્વાંગે રોમાંચ ઉભા થયાં અને તે બોલ્યો, "શાબાશ, આશ્રિતોને માટે તેં આ જે પ્રેમ બતાવ્યો એથી તું ત્રૈલોક્યનો રાજા થવાને યોગ્ય છે એમ દેખાઇ આવ્યું." આમ કહીને તેણે બધાં કબૂતરોને પાશમાંથી મુક્ત કર્યાં. ત્યાર પછી તે આદરપૂર્વક બોલ્યો, 'મિત્ર ચિત્રગ્રીવ, આપણે આ જાળમાં ફસાયા એ આપણા હાથે મોટી ભૂલ થઇ એને માટે તું દુઃખ ન માનતો કિંવા પોતાની નિર્ભત્સના કરવાને પણ પ્રવૃત્ત ન થતો."

કારણ,

'પક્ષીઓને કેટલાક માઇલ ઉપરથી માંસનો ટુકડો દેખાય છે. પણ દૈવ ફરે એટલે તેને જાળ પણ દેખાતી નથી!'

'ચન્દ્ર અને સૂર્ય પણ ગ્રહની પીડામાંથી છુટયા નથી. રાહુ-કેતુના ગ્રાસથી તેમને પણ ગ્રહણ લાગે છે. હાથી અને ભુજંગ પણ બંધનમાં સપડાય છે. બુદ્ધિમાન લોકોને પણ દારિદ્રમાં દિવસ કાઢવા પડે છે. આ બધા પ્રકાર જોઇને પ્રારબ્ધ એ સામર્થ્યવાન છે એવોજ વિચાર મારા મનમાં આવે છે.'

'કોઇના આધાપાછામાં ન પડનારા ને અંતરિક્ષમાં સંચાર કરનારા પક્ષી પણ સંકટમાં સપડાય છે. સમુદ્રમાં રહેનારા મત્સ્યોને સુદ્ધાં માછીમારો ઉંડા પાણીમાંથી પકડીને બહાર કાઢે છે. આ જગતમાં ખરાબ કૃત્ય કર્યું ને સારું કૃત્ય કર્યું એ જ સમજાતું નથી. કિંવા સારું સુરક્ષિત સ્થાન જોઇને રહેવામાં પણ શું હાંસલ છે! એમ પણ કહેવું પડે છે. પ્રાણીઓ ઉપર સંકટ આણવા સારૂ કાળ હમેશાં પોતાના હાથ પસારીને ઉભો છે. તે દૂર રહીને પણ પ્રાણી-ઓને પોતાની પકડમાં પકડે છે.'

આ પ્રમાણે હિરણ્યકે ચિત્રગ્રીવનું સાંત્વન કરીને તેનું આદરાતિથ્ય કર્યું. ને તેને આલિંગન દઇને રજા આપી. ચિત્રગ્રીવ પોતાના પરિવારસહ તેને જવું હતું ત્યાં ચાલ્યો ગયો. ને હિરણ્યક પણ પોતાના વિવરમાં જઇને બેઠો.

કોઇપણ જાતિના કે કોઇપણ દરજ્જાના કાં નહીં; મનુષ્યે સેંકડો મિત્ર કરી રાખવા. આ વાર્તામાંજ જુઓ, ઉંદરની મૈત્રીને લીધે કબૂતરોનો બન્ધનમાંથી છુટકારો થયો.

આ બધો બનાવ લઘુપતનક નામના કાગડાએ જોયો હતો. તે આશ્ચર્યથી બોલ્યો, 'ભાઇ હિરણ્યક, તારી પ્રશંસા કરીએ તેટલી થોડી જ છે. તેં કરેલું પરોપકારી કૃત્ય મેં જોયું છે એથી તારી સાથે મૈત્રી કરવી એવી મને ઇચ્છા થઇ છે. તેનું આ કહેલું સાંભળીને હિરણ્યક વિવરમાંથી જ પૂછે છે, "ભાઇ, મારી મૈત્રી બાંધવાની ઇચ્છા કરનારો તું કોણ છે?" તેણે જવાબ આપ્યો કે, હું 'લઘુપતનક નામનો કાગડો છું.' આ સાંભળી હિરણ્યક હસી પડ્યો ને બોલ્યો, 'તારી સાથે મારી મૈત્રી કેવી રીતે થાય?'

'આ જગતમાં ડાહ્યા માણસે જે બે વસ્તુઓનું એકબીજાની સાથે બને તે જ વસ્તુઓમાં એકતાનો સંબંધ કરાવવો. હું તારો ખોરાક છું. ને તું મને ખાનારો છે. તો આપણા બે વચ્ચે પ્રેમ ઉત્પન્ન થવો કેવી રીતે સંભવીત બને?'

'ભક્ષ્ય અને ભક્ષક વચ્ચેની પ્રીતિ વિપત્તિનું જ કારણ બને છે. શિયાળના કપટને લીધે પાશમાં સપડાયલા હરિણનું કાગડાએ રક્ષણ કર્યું.'

એવી એ શી વાત છે? આમ કાગડાએ પૂછવાથી હિરણ્યકે તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા બીજી.



### દગાબાજ મિત્ર.

મગધ દેશમાં ચંપકવતી નામનું એક મોટું અરણ્ય હતું. એ



હરિણની સાથે શિયાળને આવતો જોઇ કાગડાએ પૂછ્યું,
"ભાઇ આજે આ બીજા કોને લાવ્યો છું ?" હરિણે જવાબ
આપ્યો, "આ શિયાળ છે. આપણી સાથે મૈત્રી કરવાની ઇચ્છાથી
અહીં આવ્યો છે."

[ પૃ. ૧૯

અરણ્યમાં એક હરિણ ને એક કાગડો ઘણા વખતથી પ્રેમભાવે રહેતા હતા. અરણ્યમાં ખાવાના પદાર્થો વિપુલ હતા. અને ચારે તરફ ફાવે તેમ ફરવાની જગ્યા પણ ઘણી હતી. તેથી હરિણ તો ખાઈ પીને અલમસ્ત બન્યો હતો. એક દિવસ તે હરિણ હંમેશની પેઠે ફરતો હતો એવામાં એક શિયાળની તેનાપર નજર પડી. એનું ચાટીલું શરીર જોઇને શિયાળના મ્હોંમાં પાણી છૂટયું. તે મનમાં વિચાર કરવા લાગ્યો, "આ હરિણનું કોમળ પોચું પોચું અને સ્વાદિષ્ટ માંસ મને ખાવા મળે તો કેવી મજા પડે ! તો હવે મારા માટે તેના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઇએ." એવો વિચાર કરીને તેણે હરિણને કહ્યું, "કેમ દોસ્ત, તબીયત તો ઠીક છે ને ?"

મૃગે ઉત્તર આપ્યો, "તમે કોણ છો ?"

શિયાળે કહ્યું, "હું ક્ષુદ્રબુદ્ધિ નામનો શિયાળ છું. મારે કોઇ સગુંવહાલું કે મિત્ર નહીં હોવાથી હું આ અરણ્યમાં ભૂતની પેઠ ભટક્યાં કરૂં છું. તને જોયો એટલે મનમાં સમાધાન થયું અને લાગ્યું કે આજ મને મિત્ર મળ્યો ને હું પાછો માણસમાં આવ્યો ! હવે હંમેશાં તારી પાછળ પાછળ જ ફરવાનો મેં નિશ્ચય કર્યો છે."

આ સાંભળીને હરિણ બોલ્યો, "ઠીક છે, મારે એમાં કશો વાંધો નથી."

ત્યાર પછી થોડાજ વખતમાં સૂર્ય અસ્ત પામ્યો અને તે બન્ને જણ હરિણનું રહેવાનું ઠેકાણું હતું ત્યાં ગયા. એ ઠેકાણે ચંપાના ઝાડની એક ડાળીઉપર સુબુદ્ધિ નામનો એક કાગડો રહેતો હતો. આ કાગડાને અને હરિણને ઘણા દિવસની દોસ્તી હતી. હરિણની સાથે શિયાળને આવતો જોઇ તેણે પૂછ્યું, "ભાઇ આજે આ બીજા કોને લાવ્યો છું ?" હરિણે જવાબ આપ્યો, "આ શિયાળ છે. આપણી સાથે મૈત્રી કરવાની ઇચ્છાથી અહીં આવ્યો છે." એનું એ બોલવું સાંભળીને કાગડો બોલ્યો, "રસ્તામાં કોઇ અચાનક મળે તો એની સાથે દોસ્તી કરવી એ સારૂં નથી."

"જેના કુલશીલની આપણને ખબર નહોય એને કદિ પણ આશરો દેવો નહીં. બિલાડાના વાંકે જરદ્‌ગવ નામના ગીધનો જીવ ગયો."

એ કેવી રીતે બન્યું ? એમ હરિણે પૂછયું એટલે કાગડાએ નીચેની વાર્તા કહી.

---

# વાર્તા ત્રીજી.

—०*०—

## ઢોંગી બિલાડો.

ભાગીરથીના કિનારાઉપરના પ્રદેશમાં ગૃધ્રકૂટ નામનો પર્વત છે. તેનાઉપર એક મોટું શેવરીનું ઝાડ છે. એ ઝાડના પોલાણમાં જરદ્ગવ નામનો એક ગીધ રહેતો હતો. દુર્દૈવે એ ગીધના નખ પણ ખરી ગયા હતા અને આંખો પણ ગઈ હતી. તેની એવી સ્થિતિ જોઇને એ ઝાડઉપર જે પક્ષિઓ રહેતાં હતાં તે પોતાની ચણમાંથી તેને થોડું થોડું ખાવાનું આપતા અને તેનો નિર્વાહ ચલાવતા. આ પ્રમાણે ચાલતું હતું એવામાં એક દિવસ દીર્ઘકર્ણ નામનો બિલાડો પક્ષિઓનાં બચ્ચાં ખાઇ જવાના હેતુથી ત્યાં આવ્યો. તેને આવેલો જોતાંજ બચ્ચાંઓએ કલકલાટ કરી મુકયો. એ કલકલાટ સાંભળીને "કોણ આવ્યું છે ત્યાં?" આવો જરદ્ગવે પ્રશ્ન કર્યો. ગીધને જોતાંજ દીર્ઘકર્ણ બ્હી ગયો અને મનમાં બોલ્યો, "હાય! હાય! મારાં સોએ વર્ષ પૂરાં થયાં!

"ભયનું કારણ પ્રત્યક્ષ દેખાતું ન હોય ત્યાં સુધીજ તેની બ્હીક. સંકટ પ્રત્યક્ષ આવીને ઉભું રહ્યા પછી તેનાઉપર યોગ્ય ઉપાય યોજવા એજ ઠીક."

આવો વિચાર કરીને દીર્ઘકર્ણે કહ્યું, "હવે અહીંથી નાસી જવું પણ અશકય છે! જે થવું હશે તે થશે; પણ આના મનમાં મારા માટે વિશ્વાસ ઉત્પન્ન કરીને ચાલ તેની પાસે તો જાઉ." આવો વિચાર કરીને તેણે ગીધ પાસે જઇને કહ્યું, "સાહેબ હું તમને વંદન કરૂં છું." ગીધે પૂછયું, "તું કોણ છે?" તેણે કહ્યું, "હું બિલાડો છું." એ સાંભળતાંજ ગીધે કહ્યું, "પહેલાં ચાલતો થા અહીંથી! નહીં તો હું તને મારી નાખીશ." એ સાંભળીને બિલાડો બોલ્યો, "હું શું કહું છું એ તો સાંભળો. અને પછી મને ઠાર કરવા જેવું લાગે તો ઠાર કરજો."

કેમકે,



આવો વિચાર કરીને તેણે ગીધ પાસે જઈને કહ્યું: "સાહેબ હું તમને વંદન કરું છું." ગીધે પૂછ્યું, "તું કોણ છે?" તેણે કહ્યું, "હું બિલાડો છું."

[ પૃ. ૨૦

"એકાદ જણુ અમુક જાતિમાં ઉત્પન્ન થયું છે એટલા ઉપ-રથી જ તે પૂજવા યોગ્ય કે ઠાર કરવા યોગ્ય ઠરે છે એવું કંઈ થોડું જ છે! તેનાં સારાં નરસાં કામો ઉપરથીજ એ ઠરાવવું જોઇએ."

એ સાંભળીને ગીધે કહ્યું, "તો પછી કહે કે તું અહીં શા માટે આવ્યો છે?" બિલાડે જવાબ આપ્યો, "હું અહીં ગંગાનદીના કાંઠાઉપર રોજ સ્નાનસંધ્યા કરીને રહું છું. હું બ્રહ્મચારી છું અને હમણાં મારું ચાંદ્રાયણ વ્રત ચાલુ છે. આપ હંમેશાં ધર્મગ્રંથો વાંચવામાં નિમગ્ન હો છો, આપના ઉપર વિશ્વાસ રાખવામાં કોઇ પણ જાતની હરકત નથી એવી આપની સ્તુતિ બધાં પક્ષીઓ મારી પાસે કરે છે. આપની પાસે રહીને કથાપુરાણ સાંભળવા: સાથે ધર્મશિક્ષણ મેળવવું, એવાજ હેતુથી હું અહીં આવ્યો છું. અને આપનું ધર્મજ્ઞાન તો એટલું બધું વિલક્ષણ દેખાય છે કે શિષ્ય થવાની ઇચ્છાથી આવેલાંને આપ ઠાર મારવા તૈયાર થાઓ છો!" ગૃહસ્થનો ધર્મ તો એવો છે કે,

"શત્રુ પણ પોતાને ઘેર આવે તો તેનું યોગ્ય રીતે સ્વાગત કરવું. કુહાડી લઇને પોતાને કાપવા આવેલા માણસ ઉપરથી પણ ઝાડ પોતાની છાયા લઇ લેતું નથી!"

પોતાને ત્યાં આવેલા અતિથિનો આદરસત્કાર કરવા માટે પોતાની પાસે પૈસા ન હોય તો નિદાન મીઠાં વચનોથી તેનો સત્કાર કરવો.

'પોતાને ત્યાં આવેલા અતિથિને બીજું કંઇ ન હોય તોપણ બેસવાને ચટાઇ, પ્રશસ્ત જગ્યા, પાણી અને મીઠા શબ્દની તો ઉણપ ન આવે એને માટે સારા માણસો સાચવેતી રાખે છે.'

'જેનામાં કોઇપણ પ્રકારનો ગુણ ન હોય એવા પ્રાણીઉપર પણ સારા માણસો દયા કરે છે. અમુક ઘર ચાંડાળનું છે તેથી તેને પ્રકાશ ન આપવો એવી ચન્દ્રના હાથે ક્યારેય પણ પ્રતારણા થતી નથી. તે બધાનેજ સરખો પ્રકાશ આપે છે.'

'જેના ઘરમાંથી અતિથિ નિરાશ થઇને જાય છે તેનું તમામ પુણ્ય અતિથિને મળે છે. અને અતિથિનું પાપ માત્ર તે ઘરવાળાને જાય છે!'

'આપણે ઉંચી જાતિના હોઇએ અને આપણે ત્યાં કદાચિત્ હીન જાતિનો મનુષ્ય આવે તોપણ તેનો યોગ્ય રીતે આદરસત્કાર

કરવો એ આપણું કર્તવ્ય છે એમ સમજવું જોઇએ. કારણ એક અતિથિના અંગે સર્વ દેવતા એકઠા થયા હોય છે.'

આના ઉપર ગીધ બોલ્યો, "તું કહે છે તે બધું ખરું છે. પણ બિલાડો એ માંસાહારી પ્રાણી છે અને અહીંયા પક્ષીઓનાં બચ્ચાં રહે છે તેથી મેં તને તેમ કહ્યું."

આ સાંભળતાંજ બિલાડો જમીનને હાથ લગાડીને ને કાનને સ્પર્શ કરીને કહે છે, "શિવ શિવ, આ આપ ભલતુંજ શું બોલો છો! ધર્મશાસ્ત્રના શ્રવણથી મારામાં વૈરાગ્ય આવ્યો તેથી તો મેં મહા કઠીણ એવા ચાન્દ્રાયણવ્રતનો આરંભ કર્યો છે. ધર્મ શાસ્ત્રની અંદર બીજી બાબતો સંબંધે કેટલાયે પરસ્પર વિરૂદ્ધ એવાં મત હોય, તોપણ '**अहिंसा परमो धर्मः**' હિંસા ન કરવી એજ સૌથી શ્રેષ્ટ ધર્મ છે, આ તત્વ સર્વમાન્ય છે.'

કારણ,

'કોઇપણ પ્રકારની હિંસા ન કરવી, મનની વિરૂદ્ધ ગમે તે બાબત બને તોપણ તે મુંગે મ્હોંયે સહન કરવી, ને કોઇપણ પ્રાણી આવે તો તેને આશ્રય આપવો, એવું વ્રત જે પાળે છે તેનેજ સ્વર્ગ મળે છે.'

'ધર્મ એજ એક ખરો મિત્ર છે. બીજી બધી બાબતોનો દેહની સાથે નાશ થાય છે. પણ ધર્મ એ મરણ પછી પણ આપણી બરોબર આવે છે.'

'એક બીજાનું માંસ થાય છે ત્યારે બન્ને વચ્ચે કેટલું અંતર હોય છે તે જો! માંસ ખાવામાં એકની જીભલીને ક્ષણભર મજા આવે છે પણ બીજો નાહકનો જીવ ગુમાવે છે!'

'આપણે ખરોખરજ મૃત્યુના પંજામાં સપડાયા છીએ એવી ભાવનાથી મનુષ્યને જે દુઃખ થાય છે એનું અનુમાનથી કોઇ વર્ણન કરવા કહે તો તે સર્વથા અશક્ય છે.'

બીજું એમ કે,

'વનમાં આપોઆપ ઉગી નીકળેલા ઝાડપાલાથી સુદ્ધાં પેટનો ખાડો પૂરી શકાય છે. તો એને માટે કયો ડાહ્યો મનુષ્ય અઘોર પાપ કરવાને તૈયાર થાય?'

આ પ્રમાણે ગીધને પોતાની શબ્દજાળમાં ફસાવાને બિલાડાએ એ ઝાડની બખોલમાં છેવટે પોતાનો પડાવ નાંખ્યો !

ત્યારથી પક્ષીઓના બચ્ચાંપર ઝડપ મારવી-ને તેમને પોતાની બખોલમાં આણી ખાઇ જવાં આવો તેનો રોજનો ક્રમ શરૂ થયો. આવી રીતે જેમનાં બચ્ચાંને તેણે મારી નાંખ્યા હતાં તે બિચારાં પક્ષીઓ દુઃખથી શોક કરવા લાગ્યાં ને પોતાના બચ્ચાંને કોણ લઇ જાય છે એનો તેમણે બારીક શોધ ચાલુ કર્યો. આ જોઇને બિલાડાએ પોતાની રહેવાની જગોમાંથી પોતાની ઉઠાંતરી કરી. આ બાજુ પક્ષીઓનો બારીક શોધ ચાલુ હતો એમાં તેમને એ ઝાડની બખોલમાં બચ્ચાંઓના હાડકાં હાથ લાગ્યાં. ત્યારે તેમણે વિચાર કર્યો કે "આ જરદ્ગવ ગીધેજ આ બચ્ચાંઓને મારી નાંખ્યાં હોવા જોઇએ." પોતાનું એજ અનુમાન ખરૂં છે એમ માનીને તેમણે એ ગીધપક્ષીને ઠાર મારી નાંખ્યું !

અને તેથીજ કહું છું કે, "જેમના કુળશીલની આપણને ખબર નહોય તેવાઓને કદિપણ આશરો આપવો નહીં." આ સાંભળીને પેલા ક્ષુદ્રબુદ્ધિ નામના શિયાળે એ કાગડાને ગુસ્સાથી કહ્યું, "તારી અને હરિણની જે વેળાએ પહેલ વહેલી મુલાકાત થઇ એ વેળાએ તારૂં કુળશીલ પણ તેની જાણમાં નહોતું ! તો પછી તારી ને તેની દોસ્તી બંધાઇને તે દિવસેદિવસે વધતી કેવી રીતે ગઇ ?" હું મોટો પંડિત છું એવો તું ઘમંડ ન કરતો."

કારણ,

'જ્યાં વિદ્વાન લોક નથી હોતા ત્યાં સામાન્યબુદ્ધિનાએ માણસનું મહત્વ વધે છે. જે પ્રદેશમાં બીલકુલ ઝાડજ નથી હોતાં તે પ્રદેશમાં એરંડાને પણ વૃક્ષની પદવી પ્રાપ્ત થાય છે.'

અસ્તુ. તો કહેવાનું તાત્પર્ય એટલુંજ કે,

'આ મારો અને આ બીજાનો એવી ભાવના ક્ષુદ્રબુદ્ધિનાં માણસો ધારણ કરે છે. મોટા માણસો પૃથ્વીતળઉપરના પ્રાણીમાત્રને પોતાના આપ્ત સમજે છે.'

આ હરિણ જેવો મારો ભાઇ છે તેવો તું પણ મારો ભાઇ છે.

આ સાંભળીને હરિણ બોલ્યો, 'આ નિષ્કારણ બોલાચાલીમાં

શો સાર છે? આપણે બધા એકત્ર રહીને હસતાં રમતાં પ્રેમથી રહીએ એટલે થયું.'

'સ્વભાવતઃ કોઇ કોઇનો જ મિત્ર કિંવા શત્રુ નથી હોતો. એક બીજા સાથેના વર્તનથી જ મિત્ર કિંવા શત્રુ થાય છે.'

કાગડો બોલ્યો, "ઠીક છે, તારા જ કહેવા પ્રમાણે હું વરતીશ."

આવું નક્કી થયા પછી તે ત્રણેય જણ, તેમને જે પ્રદેશમાં જવું હતું ત્યાં ગયા.

એક દિવસે શિયાળ હરિણને બાજુમાં લઇ જઇને કહે છે, "મિત્ર, આ વનમાં એક બાજુએ બહુ સારા પાકવાળું એક ખેતર છે. મારી સાથે તું આવે તો તે હું તને બતાવું." એ પ્રમાણે હરિણને તેણે તે ખેતર બતાવ્યું. ને હરિણ પણ દરરોજ ત્યાં જઇને ખેતરના પાકઉપર હાથ મારવા લાગ્યો. આ બીના ખેતરના માલીકની જાણમાં આવતાં જ તેણે ત્યાં આગળ જાળ બિછાવી રાખી. બીજે દિવસે હરિણ ત્યાં ગયો કે બરાબર પેલી જાળમાં સપડાઇ ગયો! અને કહેવા લાગ્યો, "પારધીએ નાંખેલો આ પાશ એ કાલપાશ જ છે. આમાંથી મારો છુટકો કરવાને મિત્ર સિવાય બીજું કોણ સમર્થ છે."

થોડી વારે શિયાળ ત્યાં આવ્યા ને હરિણને જાળમાં સપડાયલો જોઇને આનંદથી કહેવા લાગ્યો, "મેં રચેલા કારસ્થાન પ્રમાણે મારી ઇચ્છા સફળ થવાનો સમય નજીકમાં તો આવ્યો જ! આ હરિણને જ્યારે કાપશે ત્યારે તેના કોમળ માંસથી આચ્છાદાયલાં તેનાં હાડકાં મને મળશે. ને તેના ઉપર કેટલાંગે જમણવાર થશે!"

શિયાળના મનમાં આવી જાતના વિચાર ચાલુ હશે એની બિચારા હરિણને કલ્પનાએ નહોતી! ઉલટો તેને ત્યાં આવેલો જોઇને તેને બહુ આનંદ થયો. શિયાળ જરૂર મારો છુટકારો કરશે એવી આશાથી હરિણે તેને કહ્યું, 'મિત્ર પ્રથમ, તુ મને આ જાળમાંથી મુક્ત કરીને મારૂં રક્ષણ કર."

કારણ, કહ્યું જ છે કે,

'મિત્રની ખરી પરીક્ષા સંકટ આવે ત્યારે જ થાય છે. યુ



આ બાજુ સૂર્યાસ્ત થઈ જવા છતાં હરિણને પાછો ન આવેલો જોઈને કાગડો તેનો શોધ કરવા સારૂ નીકળ્યો. ફરતાં ફરતાં તેને પાશમાં સપડાયલો હરિણ નજરે પડ્યો. [પૃ. ૨૫

માંજ શૂરવીર પુરૂષની કસોટી થાય છે. ઓજાનું દેતુ થાય ત્યારે મનુષ્યના પ્રામાણિકપણાની પરીક્ષા થાય છે. પૈસાનું સામર્થ્ય ઓછું થાય ત્યારેજ સ્ત્રીની ખરી પરીક્ષા થાય છે. અને સંકટ સમયેજ બન્ધુબાંધવોની ખરી યોગ્યતા નજરે પડે છે.'

'આનન્દના પ્રસંગે, સંકટના વખતે, દુષ્કાળના દિવસોમાં, રાષ્ટ્રપર અનર્થ ગુજર્યો હોય ત્યારે, રાજદ્વારમાં કિંવા સ્મશાનમાં જે આપણને ક્યારેયપણુ છેહ દેતો નથી તેજ ખરો ભાઇ છે.'

શિયાળ ઘડીઘડી પેલા પાશ તરફ જોઇને મનમાં વિચાર કરે છે, 'આ પાશ સારી રીતે મજબૂત બંધાયલો છે!' પછી હરિણ પ્રત્યે તે બોલ્યો, "તાંત વણીને આ પાશ તૈયાર કરેલો છે. અને મને આજ છે રવિવારના ઉપવાસનો દિવસ. તો હું એને દાંતથી કેવી રીતે સ્પર્શ કરૂં ? તો કાલ સવાર સુધી તારે થોભાવું જોઇએ. કાલે સવારે મને જેમ કહેશે તેમ કરીશ." આમ કહીને તે શિયાળ ત્યાં આગળજ હરિણથી ન જોઈ શકાય એવે ઠેકાણે લપાઇને બેઠો.

આ બાજુ સૂર્યાસ્ત થઇ જવા છતાં હરિણને પાછો ન આવેલો જોઇને કાગડો તેનો શોધ કરવા સારૂ નીકળ્યો. ફરતાં ફરતાં તેને પાશમાં સપડાયલો હરિણ નજરે પડ્યો. 'આમ કેવી રીતે બન્યું ?' આવો કાગડાએ સવાલ પૂછ્યો. ત્યારે હરિણ બોલ્યો. "મિત્રના ઉપદેશ તરફ દુર્લક્ષ કર્યું તેનું આ ફળ હું ભોગવું છું."

કારણ કહ્યુંજ છે કે,

'પોતાનું હિત થાય એવી ઇચ્છા રાખનારા મિત્રોના કહેવા પ્રમાણે જે વર્તતો નથી તેની સામે સંકટ એ હંમેશા ઉભેલુંજ હોય છે. અને આવા માણસો છેવટે પોતાના શત્રુને આનન્દિત કરવાના કારણરૂપ બને છે!'

"પણ પેલો લુચ્ચો ક્યાં છે ?" આમ કાગડાએ પૂછ્યા ઉપરથી "મારૂં માંસ ખાવાને ઉત્સુકતાપૂર્વક ટાંપી રહેલો તે અહીંજ વાટ જોતો બેઠો છે." આવો હરિણે જવાબ આપ્યો. આથી કાગડો બોલ્યો, મેં તને પહેલેથીજ કહ્યું હતું કે,

'પોતે કોઇને ક્યારેયપણુ ઉપદ્રવ કરતો નથી, એટલાજ કારણ ઉપરથી લોકોના ઉપર વિશ્વાસ રાખી વર્તવાને તૈયાર થવું એ સારૂં નહીં. દુષ્ટ માણસોનો સદ્ગુણી માણસોને સુદ્ધાં ભય હોય છે.'

'મ્હોં ઉપર મીઠું બોલીને આપણી ગેરહાજરીમાં આપણા નાશની તૈયારી કરનારા આવા લુચ્ચા મિત્રોની ક્યારેય પણ સોબત કરવી નહીં. મ્હોં આગળ જોવાથી જે વાસણ દુધથી ભરેલું દેખાય છે, પણ જેમાં દુધની નીચે વિષ હોય છે એ વાસણનાથી જેમ દૂર રહીએ છીએ તે પ્રમાણે જ આવા મિત્રોની સાથે વર્તવું જોઇએ.'

કાગડાએ દુઃખથી નિઃસાસો મૂકીને કહ્યું, અરે પાજી પ્રાણી! તું મહાપાતકી છે. બિચારા હરિણની ઉપર તે કેવો પ્રસંગ આણ્યો?'

'એકાદાની સાથે મીઠાં મીઠાં ભાષણો કરવાં, આર્જવતાથી વર્તી તેને પોતાનો કરવો, તેનામાં આશા અને વિશ્વાસ ઉત્પન્ન કરવાં અને છેવટે કેશથી તેનું ગળું કાપવું એ કેવડી દુષ્ટતા!'

'પરોપકારી, વિશ્વાસથી વર્તનારા ને શુદ્ધ અંતઃકરણના પ્રાણીને પણ જે સંકટમાં પાડે છે એવા દગલબાજ પ્રાણીને હે પૃથ્વીમાતા, તું પોતાના પૃષ્ઠભાગપર શાને આશ્રય આપે છે!'

'દુષ્ટ માણસની સાથે કોઇએ પણ મૈત્રી કરવી નહીં કિંવા તેનાપર પ્રેમ પણ ન કરવો. કોલસો સળગેલો હોય તો તેના યોગે હાથ દાઝે છે ને સળગેલો ન હોય તો તેનાથી હાથ કાળો થાય છે!'

અથવા દુર્જનની આ રીત નક્કીજ થએલી હોય છે:—

'પ્રથમ પગ આગળ માથું મૂકવું અને પછી પછવાડેથી ઘા કરવો. કાનમાં ગુલગુલ ગોષ્ટી કહ્યા જેવું કરવું ને ક્યાંઇ છિદ્ર કિંવા ખામી નજરે પડી કે તેનો ફાયદો લેવો, આવા દુષ્ટ માણસના બધા ચાળા માંખી કરી બતાવે છે.'

'દુષ્ટ માણસ મીઠું મીઠું બોલે છે, તેથી તેનાઉપર વિશ્વાસ રાખવો ઠીક નહીં. તેની જીભઉપર મધ હોય છે પણ હૃદયમાં ભયંકર વિષ હોય છે.'

• બીજે દિવસે સવારે એ ખેતરનો માલીક હાથમાં મોટી લાકડી લઇને જાળમાં સપડાયલા પોતાના મિત્ર તરફ આવે છે એવું દેખાતાં જ કાગડો હરિણને કહે છે, "મિત્ર, શ્વાસ રોધીને તારા પેટને ખુબ ફુલાવ, પગને લાકડા જેવા અક્કડ રાખ અને જાણે કે તું મરી ગયો છે એવો ઢોંગ કર. ને હું કા કા કા એવો અવાજ કરું ત્યારે એકદમ ઉઠીને નાસી જા."

કાગડાએ શીખવ્યા પ્રમાણે હરિણે મરી જવાનો ઢોંગ અચ્છી રીતનો કર્યો. મૃગની તે સ્થિતિ જોઇને ખેતરના માલીકને અતિશય આનન્દ થયો ને તે બોલ્યો, "આ એના મોતે મુવો તે બહુ સારૂં થયું!" આમ કહીને તેણે હરિણને બંધનમાંથી છૂટો કર્યો અને તે જાળને સંકેલવાના કામે લાગ્યો. એટલામાં કાગડાએ કા કા કા એવો શબ્દ કર્યો. એ સાંભળતાંજ હરિણ ઉતાવળે ઉઠયો ને જોરથી નાશી ગયો. તેને નાશી જતાં જોઈ ખેતરના માલીકે તેના ઉપર એક લાકડી જોરથી ફેંકી, પણ તે હરિણને ન લાગતાં ત્યાં છુપાઇ બેઠેલા પેલા શિયાળને લાગી ને તે મરી ગયો! અને તેથીજ કહ્યું છે કે,

'અઘોર પાપોનું કિંવા અથાગ પુણ્યનું ફળ મનુષ્યને આ જ જગતની અંદર ત્રણ વર્ષમાં, ત્રણ મહિનામાં, ત્રણ પખવાડીયામાં કિંવા ત્રણ દિવસમાં પણ મળે છે.'

"ભક્ષ્ય અને ભક્ષકની વચ્ચે પ્રીતિ ઉત્પન્ન થવી કેમ અશકય છે એ આ વાત ઉપરથી તારા લક્ષમાં આવ્યું હશેજ." આ હિરણ્યક ઉંદરનું ભાષણ સાંભળીને લઘુપતનક કહે છેઃ—

"હે પુણ્યવાન પ્રાણી, તને જો હું ખાઈ જાઉં તો એથી કરીને મારૂં પેટ ભરાશે એમ નહીં. પણ તું જીવતો હશે તો ચિત્રગ્રીવના પેઠેજ હું તારી મૈત્રીમાં મારો કાળ વીતાવીશ."

'પશુપક્ષીમાં પણ જે પુણ્યવાન હોય છે, તેઓ એક બીજાની સાથે જીવને જીવ આપીને રહેતા દેખાઇ આવે છે. સજ્જનોનું શીલ સ્વભાવતઃજ સારૂં હોવાથી એમાં કયારેય ફરક પડતો નથી.'

હિરણ્યક જવાબ આપે છે, તું અસ્થિર મનનો પ્રાણી છે. એવા પ્રાણીની સાથે કયારેય પણ મૈત્રી કરવી નહીં."

'બિલાડો, બકરો, બેટો, કાગડા ને બ્હીકણ પુરૂપ એ વિશ્વાસ રાખવાથીજ ભારે થઇ પડે છે. અને તેથીજ ડાહ્યા પુરૂષે એ પ્રાણીઓની સાથે વિશ્વાસથી ક્યારેય પણ વર્તવું નહીં.'

સિવાય તું અમારો સ્વભાવતઃ શત્રૂ છે. એ બાબતમાં કહ્યું છે કે,

'તહનામું ઉત્કૃષ્ટ પ્રકારનું હોય તોપણ શત્રુની સાથે કદિ પણ સખ્ય કરવું નહીં. પાણી ઉકળેલું હોય તોપણ તે અગ્નિને તો બુઝાવે છે જ!'

'દુષ્ટ મનુષ્ય વિદ્વાન હોય .તોપણ તેનાથી હમેશાં દૂર જ રહેવું.. ભુજંગના મસ્તકને મણિથી શોભા આવેલી હોય છે તો પણ તે ભયંકર નથી હોતો કે ?"

'જે કુદરતી રીતે જ અશક્ય હોય છે તે ક્યારેય પણ શક્ય થતું નથી. જે શક્ય હોય છે તે ગમે ત્યારે પણ નિર્માઇ આવે છે.જ. જે પ્રમાણે પાણીપર ગાડી ચાલતી નથી તે પ્રમાણે જમીનપર કદિ નાવ પણ ચાલતું નથી.'

'આ સાંભળી લઘુપતનક કહે છે, 'આ બધું હું સમજ્યો. તોપણ તારી સાથે દોસ્તી તો અવશ્ય કરવી જ જોઇએ એવો મારા મનનો સંકલ્પ થયો છે. તે સંકલ્પ જો પાર નહીં પડે તો હું અહીં આગળ ઉપવાસ કરીને જીવ દઇશ."

'દુષ્ટ માણસની મૈત્રીની સ્થિતિ માટીના વાસણ જેવી હોય છે. એ વાસણ જેમ સહજમાં ફોડી નાંખી શકાય છે તદ્દતજ દુષ્ટની મૈત્રી ક્યારે તુટી જશે એનો ભરૂંસો નથી હોતો. એથી ઉલટું, સજ્જનોની મૈત્રી સોનાના વાસણ જેવી હોય છે. તે સોનાની પેઠેજ તુટવામાં કઠીણ પણ બંધાવામાં સરળ હોય છે.'

'નાળીયેર જેમ બ્હારથી કઠણ પણ અંદરથી નરમ હોય છે તે પ્રમાણેજ સારા મિત્રોની સ્થિતિ હોય છે. ખરાબ મિત્ર બોરાંની પેઠે બહારથી દેખાવમાં મોહક પણ અંદરથી પત્થરની જેમ કઠણ હોય છે.'

'શુદ્ધ વર્તન, ઔદાર્ય, શૂરપણું, સુખની કિંવા દુઃખની બન્ને સ્થિતિમાં મનની સમતા રાખવી, સંભાવિતપણું પ્રેમળપણું, ને ખરાપણું આ ગુણ મિત્રના અંગે હોવા જોઇએ.'

આ બધા ગુણવાળો તારા જેવો બીજો મિત્ર મને કોણ મળે એમ છે ?

તેનું આ બોલવું સાંભળી હિરણ્યક બહાર આવીને બોલ્યો, તારૂં આ બોલવું સાંભળીને હું સંતુષ્ટ થયો છું. કારણ,

'ઉનાળાના તાપથી પીડિત થએલાને ટાઢા પાણીના સ્નાનથી, ગળામાં મોતીની માળાઓ ઘાલવાથી કે આખા શરીરે ચન્દનનો લેપ લગાડ્યાથી જે સુખ થતું નથી, તે સુખ સજ્જનોએ પ્રેમથી કરેલાં ભાષણથી થાય છે. આવું ભાષણ સારા લોકોના મનને મોહાવી દે છે.'

'ગુપ્ત વાતો ફોડવી, યાચના કરવી, નિષ્ઠુરતા, ચિત્તની અસ્થિરતા, ક્રોધ, ખોટાપણું, બીટ લગાડીને રમવું, આ જે મિત્રના સંબંધમાં અવગુણ જણાવ્યા છે એ પૈકી એકપણ તારામાં નથી એ તારા ભાષણ ઉપરથી જણાઇ આવ્યું.'

'શાણુપણું ને ખોટાપણું આ ગુણ કેવળ સંભાષણથી જ દેખાઇ આવે છે. સ્થિરતા કિંવા અસ્થિરતા એ ગુણ માત્ર પ્રત્યક્ષ અનુભવથી સમજાય છે.'

'જેનું અંતઃકરણ શુદ્ધ હોય છે તેની મૈત્રી જૂદા જ પ્રકારની હોય છે. જેનું મન કપટથી ભરેલું હોય છે તેની વાણીનો ઓઘ વિરૂદ્ધ દિશાએ જ જાય છે.'

'દુષ્ટ લોકોના મનમાં એક હોય છે, બોલવામાં બીજુંજ આવે છે ને કૃતિમાં ત્રીજુંજ થાય છે. પણ જે મનમાં તેજ બોલવામાં ને જે બોલવામાં તેજ કૃતિમાં આવી મોટા લોકોની સ્થિતિ હોય છે.'

તો પછી તારી ઇચ્છા છે તે પ્રમાણેજ આપણે વર્તીએ. આમ કહીને હિરણ્યકે કાગડાની સાથે મૈત્રીથી વર્તવાનો નિશ્ચય કર્યો, મિષ્ટાન્ન જમાડીને તેને ખુશ કર્યો ને તે પોતાના વિવરમાં પાછો ગયો. કાગડો પણ પોતાને ઠેકાણે જઇને બેઠો. એ દિવસથી એકબીજાને એકબીજાએ ખાવાના પદાર્થ આપવા, એકબીજાનાં કુશળ સમાચાર પૂછવા ને મોકળા મને અહીં તહીંનાં ગપ્પાં મારવાં, વગેરે રીતે તેમનો કાળ સુખમાં જવા લાગ્યો.

એક દિવસે લઘુપતનકે હિરણ્યકને કહ્યું, 'મિત્ર, આ ઠેકાણે નિર્વાહ ચાલવાની બહુ અડચણ પડવા લાગી છે, તો અહીંથી બીજે ક્યાંઇ રહેવા જવું એમ મને લાગવા માંડ્યું છે.' હિરણ્યક બોલ્યો, "ભાઇ, તું જશે પણ ક્યાં?" કારણ, કહ્યુંજ છે કે,

'ડાહ્યો માણસ આગલો પગ મુક્યા સિવાય પાછલો પગ ઉપાડતો નથી. અર્થાત્ જે ઠેકાણે રહેવા જવાનું હોય તે ખરેખરજ સારૂં છે એવી ખાત્રી થયાસિવાય પહેલું ઠેકાણું છોડવું નહીં.'

"મેં નવીન ઠેકાણું સારૂં જોયું છે." કાગડાએ જવાબ આપ્યો. "તે કયું!" આમ હિરણ્યકે પૂછવા ઉપરથી તે બોલ્યો, "દંડકારણ્યમાં કર્પૂરગૌર નામનું એક સરોવર છે. ત્યાં મંથર

નામનો એક કાચબો રહે છે. તે ઘણા દિવસોનો મારો પ્રિયકર મિત્ર છે. ને તે મહા ધર્મપુર્વક રહેનારો છે.!' કારણ,

'ધર્મથી રહેવું એવો બીજાને ઉપદેશ આપવો બહુ સહેલું હોય છે પણ પોતે તેવું આચરણ રાખનારા મહાત્મા બહુ થોડા નજરે પડે છે.' તેને ત્યાં જઈને હું રહીશ કે તે મને અનેક પ્રકારના પદાર્થ ખાવા આપીને મારો નિર્વાહ ચલાવશે.

આ સાંભળીને હિરણ્યક બોલ્યો, 'તો પછી હું પણ અહીં શા સારૂ રહું?"

'જે પ્રદેશમાં આપણને માન મળતું નથી, આપણો નિર્વાહ ચાલતો નથી, આપણા કોઈ બન્ધુબાન્ધવ પણ નથી, કિંવા જ્યાં વિદ્યા સંપાદન કરવાનોએ સંભવ નથી હોતો તે દેશ છોડીને ચાલ્યા જવું એજ ઉત્તમ.'

મિત્ર, "જે ઠેકાણે શાહુકાર, વૈદ્ય, વિદ્વાન્ બ્રાહ્મણ અને પાણીથી ભરેલી નદી ન હોય એવા ઠેકાણે રહેવું નહીં."

અને તેથીજ કહું છું કે, મને પણ તારી સાથે ત્યાં લઈ જા. તેનું આ કહેવું કાગડાએ કબૂલ કર્યું. ને તે બન્ને જણ માર્ગમાં અહીંતહીંના ગપ્પાં મારતાં ને વિનોદ કરતાં પેલા સરોવરની પાસે જઈ પહોંચ્યા.

મંથરે, એ બન્ને પોતાની પાસેજ આવે છે એ દૂરથીજ જાણી લઇ તેમનો યોગ્ય આદરસત્કાર કર્યો.

કારણ,

'આપણા ઘરે આવનારો માણસ નાનું બાળક હો, જુવાન હો કે વૃદ્ધ હો, તેનો આદરસત્કાર તો કરવોજ જોઇએ. આપણાં બારણે આવેલો અતિથિ એ આપણો ગુરૂ છે એવીજ ભાવના રાખીને તેની સાથે સૌએ વર્તવું જોઇએ.'

કાગડો બોલ્યો, "મિત્ર, આ હિરણ્યકનો વિશેષ આદરસત્કાર કર. એના ગુણની યથાર્થ સ્તુતિ કરવામાં શેષની બેહજાર ફેણો પણ ઓછી થશે!!"

આમ કહીને હિરણ્યક ચિત્રગ્રીવનો પારધીના જાળમાંથી કેવી રીતે છુટકારો કર્યો એની બધી હકીકત કાગડાએ મંથરને કહી



આ જોયો કે ઉંદર ! એ દરરોજ આવીને ખીંતીપર કૂદકો મારે છે ને મારી ભિક્ષાનું વધેલું બધું અન્ન ખાઇ જાય છે.

[ પૃ. ૩૧

સંભળાવી. મંથરે પણ એ પ્રમાણે હિરણ્યકનો અત્યંત સન્માન પૂર્વક પૂજા કરી અને તેને કહ્યું, " આપને આ નિર્જન વનમાં આવવાને શું કારણ બન્યું તે કૃપા કરીને કહેશો તો મારા ઉપર આપનો મોટો ઉપકાર થશે."

તેની એ વિનંતિ સાંભળીને હિરણ્યકે તેને પોતાની નીચેની હકીકત કહી સંભળાવી.

---

## વાર્તા ચોથી.



### ધનની હુંફ.

ચંપકા નામની નગરીમાં જોગીઓનો એક મઠ છે. ત્યાં ચૂડાકર્ણ નામનો એક જોગી રહે છે. તે ગામમાંથી ભિક્ષા માગી આણી પોતાનું ગુજરાન ચલાવતો. ભિક્ષા માગીને આણેલા અન્નમાંથી જમ્યા પછી વધેલું અન્ન એક વાસણમાં મૂકી તે ખીંતીએ લટકાવી મૂકતો. હું ખીંતીઉપર કૂદકો મારીને એ અન્ન દરરોજ ખાતો હતો. આવી રીતનો મારો ક્રમ ચાલુ હતો એવામાં તેને ત્યાં વીણાકર્ણ નામનો તેનો એક મિત્ર પરોણો આવ્યો. તેની સાથે અહીંઅહીની વાતો કરતાં કરતાં મને બ્હીક બતાવવા સારૂ ચૂડાકર્ણ એક પીંજેલા વાંસથી જમીનને ઠોકવા લાગ્યો. એ જોઇ વીણાકર્ણ બોલ્યો, તને હું અત્યંત પ્રેમથી વાતો કહું છું ને તારૂં લક્ષ બીજી તરફજ ક્યાંઇક ગુંથાયું હોય એમ લાગે છે!'

ચૂડાકર્ણે જવાબ આપ્યો, " તારી વાતોથી હું કંટાળ્યો છું એમ નહીં. આ જોયો કે ઉંદર! એ દરરોજ આવીને ખીંતીપર કૂદકો મારે છે ને મારી ભિક્ષાનું વધેલું બધું અન્ન ખાઇ જાય છે." આ સાંભળીને વીણાકર્ણે એકવાર ખીંતી તરફ જોયું ને પછી બોલ્યો, " ઉંદર આટલે બધે ઉંચે કૂદકો મારી શકે છે એને કારણ શું હશે વારૂ?" થોડીવાર માથું ખજવાળીને તે બોલ્યો,

" આ ઉંદરની પાસે દ્રવ્યની દૂંફ બહુજ હોવી જોઇએ."

કારણ,

' જેની પાસે દ્રવ્ય હોય છે તેજ સર્વ ઠેકાણે ને સર્વ કાળે સામર્થ્યવાન હોય છે. રાજાની પણ સત્તા ચાલે છે તે તેની પાસે ધન હોય છે તેથીજ ચાલે છે.

આમ કહીને તેણે એક કોદાળી લઇને મારૂં દર ખોદી કાઢ્યું ને તેમાં સંઘરી રાખેલું મારૂં બધું ધન તે લઇ ગયો. ત્યારથી મારા અંગમાંની શક્તિ નાશ પામી ને હું બાલકુલ નાઉમેદ થઈ ગયો. મારા ઉદરનિર્વાહ જેટલું મેળવવાની પણ મારામાં તાકાત ન રહી. આવી સ્થિતિમાં ભયભીત બની જઇને હું ધીમેધીમે પગલાં ભરતો જતો હતો એટલામાં ચૂડાકર્ણની નજર મારાઉપર ગઇ ને તે બોલ્યો, " આ જગમાં મનુષ્યના અંગે સામર્થ્ય, પાંડિત્ય વગેરે સર્વ કંઇ ધનના યોગે આવે છે. આ ઉંદરજ જુઓને, એની પાસેનો દ્રવ્યસંગ્રહ નષ્ટ થતાંની સાથે જ એ બીજા સામાન્ય ઉંદરના જેવો જ દુર્બળ બની ગયો."

' જેની પાસે ધન નથી હોતું ને જેની બુદ્ધિપણ તુટપુંજીઆ હોય છે તેની તમામ હાલચાલો ઉન્હાળામાં સુકાઇ ગયેલા વ્હેળાના જેવી ખાલી થાય છે!'

' જેની પાસે પૈસા હોય છે તેને મિત્રોની અથવા સગાંવહાલાંઓની ક્યારેયપણ ઓછપ આવતી નથી. જેની પાસે પૈસો હોય છે તેજ ખરો પુરૂષ ને તેજ ખરો પંડિત, એમ લોકો સમજે છે.'

' જેને દીકરો ન હોય કે સારો મિત્ર ન હોય તેનું ઘર શૂન્યવત્ મનાય છે. મૂર્ખને દશેદિશા શૂન્ય હોય છે. પણ દરિદ્રીને આખુ વિશ્વજ શૂન્યવત્ હોય છે.'

' મનુષ્યની ઇન્દ્રિયોનું આરોગ્ય કાયમ હોય છે, તેની બુદ્ધિ:પણ તેવીજ તીવ્ર હોય છે, તેની ભાષણશૈલી સુદ્ધાં પહેલાંની જ હોય છે; પણ એક પૈસાની હૂંફનો નાશ થતાં મનુષ્યની સ્થિતિ એક ક્ષણમાં બદલાઇ જઇ તેના અંગના આ ગુણો હોવા છતાં નહોવા જેવા થઇ જાય છે.'

ચૂડાકર્ણનું આ બોલવું સાંભળીને મેં વિચાર કર્યો કે. હવે આપણે અહીં રહેવું સારૂં નહીં. બીજાની આગળ આપણા દુઃખની ગાથા ગાતાં રહેવું એમાં પણ ડહાપણ નથી. કારણ કહ્યુંજ છે કે,

'પૈસાની હાનિ, અંતરનું દુઃખ, પોતાના કુટુંબમાંના દુષ્કૃત્યો, લોકોએ આપણી કરેલી ફસગત કિંવા કરેલું અપમાન એ ડાહ્યા માણસોએ ક્યારેયપણ બહાર કહેવાં નહીં.'

તેવીજ રીતે

'જ્યારે દૈવ બધી રીતે ઉલટે છે અને કોઇપણ પ્રયત્ન કિંવા પરાક્રમ કરવા છતાં તે નિષ્ફળ નીવડે છે ત્યારે દરિદ્રી પણ ડાહ્યા માણસને વનવાસ સ્વીકાર્યા સિવાય બીજો કોઇપણ માર્ગ મોકળો હોતો નથી.'

'જેને સ્વાભિમાન છે તે મરણ સ્વીકારે છે પણ દીનહીન સ્થિતિ અંગિકારતો નથી. અગ્નિ બુઝાઇ જાય છે પણ થંડો તો કદિ થતો નથી. પુષ્પની પેઠે ડાહ્યા માણસને બેજ માર્ગ ખુલ્લા હોય છે. એક બધાના શિરોભૂષણ ( આગેવાન ) તરીકે રહેવું કિંવા વનમાં સુકાઇ જવું ( અજ્ઞાતવાસમાં રહેવું ).'

મેં વિચાર કર્યો કે આજ ઠેકાણે ભિક્ષા માગીને રહેવું એ અત્યંત લજ્જાસ્પદ છે.

'જેની પાસે પૈસો નથી તેણે જોઇએ તો અગ્નિમાં કૂદી પડી જીવ આપવો પણ જેને અંગે સાદો શિષ્ટાચાર પણ નથી તેવાની પાસે કદિપણ યાચના કરવી નહીં.'

દારિદ્રનો પ્રભાવ ખરોખરજ મહા કઠીણ છે !

'દારિદ્રથી મનુષ્યને પોતાનીજ શરમ આવવા લાગે છે. અને આવી રીતે તેની તેનેજ લાજ લાગવા માંડી કે તેની ક્યાંઇએ પત રહેતી નથી. એકવાર નાપત થઈ કે પછી સહુકોઇ તેને હડધુત કરવા લાગે છે. આથી ખિન્નતા આવીને તેના ઉપર દુઃખની કાયમની ઝડપ પડે છે, અને તેની બુદ્ધિનો પણ નાશ થાય છે. અને બુદ્ધિનો નાશ થયા પછી તેનો નાશ થાય છે, સારાંશ શું કે, દારિદ્ર એ સર્વ સંકટોનું ઘર છે.'

'બીલકુલજ ન બોલેલા સારૂં; પણ ખોટું ભાષણ કદિસુદ્ધાં

કરવું નહીં. પુરૂષત્વ નહી હોય તો ચાલશે પણ બીજાની સ્ત્રી ઉપર કુદૃષ્ટિ રાખવી એ સર્વથા નિંદ્ય છે. પ્રાણ જાય તો હરકત નહીં પણ દુષ્ટ લોકોના ભાષણબદ્દલ અભિરૂચી ક્યારેય પણ ન હોવી જોઇએ. ભિક્ષા માગીને નિર્વાહ કરવો, પણ બીજાના પૈસાઉપર ક્યારેય પણ મજા ન કરવી.'

'સેવા એ સ્વાભિમાનનો નાશ કરે છે. ચન્દ્રપ્રકાશ અંધકારને દૂર કરે છે. ઘડપણથી શરીરસૌંદર્યનો નાશ થાય છે. હરિહરની કથા સાંભળવાથી પાપનો નાશ થાય છે. પણ એકલું દારિદ્ય મનુષ્યનામાં સેંકડો ગુણ હોવા છતાં તેને નહોવા જેવા કરે છે.'

આવો વિચાર કરીને બીજાએ આપેલા અન્નઉપર મારે શા માટે નિર્વાહ ચલાવવો જોઇએ આવો પ્રશ્ન મારા મનમાં ઉદ્‌ભવ્યો. આ સ્થિતિ અત્યંત કષ્ટમય છે, આ દુઃખ મરણપ્રાય છે એમાં શંકા નથી.

કારણ,

'હમેશાં કંઇ ને કંઈ વ્યાધી હોવી, રોજે કરવો પડતો પ્રવાસ, બીજાના અન્નપર નિર્વાહ ચલાવવો ને બીજાના ઘરે સુવા જવું, આ પ્રસંગ જેનાપર આવે છે તેને જીવતાંજ મરણ આવે છે એમ કહેવું જોઇએ. આ દુર્દશામાંથી મૃત્યુ આવેજ તેનો છુટકો થાય છે.'

આ બધું જાણવા છતાં પેલું અન્ન ચોરવાનો મેં ફરીથી નિશ્ચય કર્યો. કારણ, કહ્યુ જ છે કે,

'લોભથી બુદ્ધિ ચળે છે, લોભને લીધે ઇચ્છા ઉત્પન્ન થાય છે. અને ઇચ્છાથી ઇહલોકમાં ને પરલોકમાં દુઃખ થાય છે.'

હું ધીમે ધીમે ચૂડાકર્ણ જોગીના અન્નપાસે જતા હતો એટલામાં વીણાકર્ણે પીંજેલા વાંસની લાકડી વડે મને એક ફટકો લગાવ્યો. ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે,

'સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થએલા મહાત્માઓનું સુખ કેવળ ધનને માટે આમતેમ દોડાદોડ કરનારા લોકોના ભાગમાં ક્યાંથી આવે?'

'એજ ખરો વિદ્વાન્, એજ ખરો બહુશ્રુત ને એજ ખરો કૃતકૃત્ય કે જેણે બધી આશાઓનો ત્યાગ કરી નિરાશાનો સ્વીકાર કર્યો છે.'

'જે ધનવાનના દરવાજામાં આશા ધરીને કદિપણ ઉભો રહ્યો નથી, જેને પોતાના પ્રિય માણસોના થનારા વિરહનું દુઃખ ભોગવ-

વાનો ક્યારેયપણુ પ્રસંગ આવ્યો નથી ને જેનો શબ્દ કોઇ દિવસ વ્યર્થ ગયો નથી તે પુરૂષ ખરેખર ધન્ય છે.'

'ધનના લોભે જેને પછાડયો છે તે પૈસાને માટે સેંકડો ગાઉ દોડતો જશે. પણ જે સંતુષ્ટ છે તે દ્રવ્ય હાથમાં હોય તોપણુ તેની પરવા રાખતો નથી.'

તો હવે આ સ્થિતિમાં કાર્યાકાર્યવિચાર કરીનેજ વર્તવું જોઇએ.

'આ જગત્માં જન્મેલા પ્રાણીનું મુખ્ય કર્તવ્ય શું? પ્રાણીમાત્રને માટે દયા રાખવી. સુખ શાને કહેવું? હમેશાં નિરોગી પ્રકૃતિ હોવી એજ સુખછે. પ્રેમ શાને કહેવો? અંતઃકરણનું સારાપણું એજ પ્રેમ છે. પાંડિત્ય શાને કહેવું? યુક્તાયુક્ત વિચાર કરીને નિર્ણય કરવો એજ ખરૂં પાંડિત્ય છે.'

'મનુષ્યપર જ્યારે આપત્તિ આવે છે ત્યારે કેવી રીતે વર્તવુ એ બાબતમાં તાબડતોબ નિર્ણય કરવો એનેજ પાંડિત્ય અથવા શાણપણું કહે છે. જેનાથી તાબડતોબ નિર્ણય કરી શકાતો નથી તેના ઉપર ડગલે ને પગલે સંકટો આવી પડે છે.'

'કુળના બચાવને માટે એક વ્યક્તિનો નાશ થતો હોય તો તેની પરવા કરવી નહીં. ગામનું સંરક્ષણ થતું હોય તો કુળનોયે ત્યાગ કરવો. દેશનું કલ્યાણુ થતું હોય તો ગામને પણુ છોડી જવું અને પોતાના રક્ષણુને માટે પૃથ્વીનોયે ત્યાગ કરવો.'

'એક તરફ કશો પણુ શ્રમ ન કરતાં માત્ર પાણી મળે છે ને બીજી તરફ મિષ્ટાન્ન મળે છે. પણુ એનાથી આગળ જતાં અનર્થ થવાની બ્હીક છે. આવી સ્થિતિ આવી હોય તો પહેલોજ માર્ગ સુખાવહ છે એમ મને લાગે છે.'

આવો વિચાર કરીનેજ હું આ નિર્જન વનમાં આવ્યો.

'જે ઠેકાણે વાઘ અને મોટા મોટા હાથીઓની વસ્તી છે એવા અરણ્યનો પણુ આશ્રય કરવો સારો. એ ઠેકાણે ઝાડની નીચે રહેવું પડે, પાકેલાં ફળો ને પાણીઉપરજ નિર્વાહ ચલાવવો પડે, ઘાસનું બિછાનું કરી તે ઉપર સુવાનો ને ઝાડની છાલો ઓઢવાનો પ્રસંગ આવે તે પરવડે, પણુ પોતાના સગાંવહાલાંની વચ્ચે કંગાલ સ્થિતિના અંદર રહેવાનો પ્રસંગ કોઇએ ક્યારેય પણુ સ્વીકારવો નહીં!'

મારા પુર્વના પુણ્યથી હિરણ્યક જેવો મને મિત્ર મળ્યો ને તેણે મોટા પ્રેમથી મને અહીં આણ્યો. આપના આશ્રય નીચે હું આવ્યો એ મને સ્વર્ગપ્રાપ્તિ જ થઈ એમ હું સમજું છું. કારણ,

'આ સંસારરૂપી વિષવૃક્ષને અમૃતની ઉપમા લાગુ પડે એવાં બે ફળો છે. એક કાવ્યરસનો આસ્વાદ લેવાની તક મળવી એ, અને બીજું સજ્જનની સાથે સહવાસ થવાનો સુપ્રસંગ પ્રાપ્ત થવો એ.'

આ સાંભળીને મંથર બોલ્યો,

'પૈસો એ ખરેખર જ પગે લાગેલા રજઃકણની (ધૂળની) પેઠે ક્ષુલ્લક છે. તારુણ્ય એ પર્વત ઉપરથી વહેનારી નદીના વેગ જેવું છે. આયુષ્ય એ વહેતી ગંગામાંના જળબિન્દુ પ્રમાણે જલદીથી વહી જનારું છે. અને આપણું જીવિત એ પાણીના પરપોટા જેવું ક્ષણ-ભંગુર છે. આવી સ્થિતિમાં જે હીનબુદ્ધિનો માણસ સ્વર્ગનું આડસર દૂર કરે એવું ધર્માચરણ કરતો નથી તેને ઘડપણમાં પશ્ચાત્તાપ થઇને તે દુઃખરૂપ અગ્નિથી શેકાઇ જાય છે.'

તમે દ્રવ્યસંચય બહુ કર્યો એનું આ પરિણામ છે. કારણ,

'સંપાદન કરેલા દ્રવ્યનો વ્યય દાનધર્મમાં કરવાથી જ દ્રવ્યનું ખરું રક્ષણ થાય છે. સરોવરમાં સંઘરી રાખેલા પાણીની નહેર કાઢ-વાથી જ તેમાંનું પાણી સ્વસ્વચ્છ રહે છે.'

'કંજુસ મનુષ્ય જે દ્રવ્યને જમીનમાં ઉંડે દાટી રાખે છે તે દ્રવ્ય જાણે કે પાતાળ તરફ જવાને પ્રથમથી જ ઉત્સુક થએલું હોય છે!'

'પોતાના પેટમાં પણ ન ખાતાં જે મનુષ્ય દ્રવ્ય એકઠું કરે છે તે કેવળ બીજાનો બોજો વહેવાનું કામ કરે છે. આવા માણસના નશીબમાં દુઃખ જ લખેલું હોય છે.'

'ધનનો દાનધર્મમાં પણ ઉપયોગ ન કરવો કિંવા પોતાના સુખને સારૂ પણ તે ન ખર્ચવું ને કેવળ તેને સંઘરી રાખવાથી જ જો મનુષ્યને શ્રીમન્તાઈ આવતી હોય તો એ ધન ઉપર અમને પણ શા સારૂ શ્રીમન્ત માનવામાં ન આવે?'

'કૃપણ પોતાના ધનનો ઉપભોગ લેતો નથી. એથી એ ધન કોઇનુંયે થઇ શકે. એ ધન ચોરાઈ જાય એટલે જ તે અમુકનું હતું

એવો સંબંધ લોકોને સમજાય છે!'

'મીઠું બોલીને દાન કરવું, જ્ઞાન હોવા છતાં ય અહંકાર ન હોવો, શૌર્ય હોવા છતાં ક્ષમા હોવી અને દાનધર્મમાં પૈસો વાપરવો આ ચાર બાબતો આ જગમાં બહુ દુર્લભ હોય છે.'

'મનુષ્યે દ્રવ્યસંચય જરૂર કરવો; પણ કેવળ સંચયની જ ઇચ્છા ન કરવી. સંચયની ઇચ્છા કરનારો શિયાળ ધનુષ્યવડે માર્યો ગયો.'

એ શી વાત છે? આમ એ બન્નેએ પૂછયા ઉપરથી મંથરે તેમને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા પાંચમી.



### લોભી શિયાળ.

કલ્યાણનગરમાં ભૈરવ નામનો એક પારધી રહેતો હતો. એક દિવસ હરિણનો શિકાર કરવા સારૂ તે વિંધ્યારણ્યમાં ગયો. હરિણને મારી પાછા જતી વેળા એક રાનકુક્કર તેના નજરે પડયું. તરતજ તેણે કરેલા શિકારને જમીનપર મૂકી એક બાણ ફેંકીને રાનકુક્કરને ઠાર કર્યું. પણ રાનકુક્કરેસુદ્ધાં એક મોટી ભયંકર ગર્જના કરીને મરતાં મરતાં એ શિકારીને નાજુક જગોએ જખમ કર્યો. આથી તે પણ મરી જઇને જમીનપર પડયો.

કારણ કહ્યું જ છે કે,

'પાણી, અગ્નિ, વિષ, શસ્ત્ર, ક્ષુધા, વ્યાધી કિંવા પર્વત ઉપરથી નીચે પડવું વગેરે કોઇ ને કોઇપણ નિમિત્તે પ્રાણીને મરણ આવે છે.'

ત્યાર પછી દીર્ઘરાવ નામનો રીંછ ભક્ષનો શોધ કરતો કરતો ત્યાં આવ્યો. તો હરિણ, પારધી અને રાનકુક્કર એ ત્રણેયને ત્યાં આગળ મરી પડેલાં જોયાં. આથી તે આનન્દથી બોલી ઉઠયો, "આજ મને આ કેવડી મોટી મિજબાની મળી!" અથવા શાણા લોક કહે છે તેજ ખરૂં કે,

'મનુષ્યને ધ્યાને મને નહોવા છતાં તેના પર જેવી રીતે દુઃખો આવી પડે છે તેજ પ્રમાણે સુખની સાથે પણ તેનો અચાનક ભેટો થાય છે. દૈવયોગથીજ આ બધી બાબતો બને છે.'

આવો વિચાર કરીને તે બોલ્યો, "અસ્તુ. આ બધાના માંસ ઉપર એક મહિનાથી વધુ દિવસ મારો નિર્વાહ ચાલશે. તો હવે ભૂખ્યા પેટે પ્રથમ આ બાણુને લાગેલા ડુક્કરના બેસ્વાદ સ્નાયુ-ઓને ખાઈ નાંખું." આમ કહીને તેણે એ બાણુને લાગેલા સ્નાયુ કાઢી લેવા સારૂ એક આંચકો માર્યો. એની બરોબર તે બાણુ પણ ઉડીને તેના હૃદયમાં પેઠું ને તે શિયાળ પણ ત્યાંજ ઠાર થઇને પડયો! અને તેથીજ કહું છું કે, સંચય કરવો પણ તેનીજ ઇચ્છા ધરવી નહીં કારણ કહ્યું જ છે કે,

'સત્પાત્ર મનુષ્યને દાન કરી નાંખેલું ને પોતાના સુખને માટે ખર્ચ કરેલું, એજ તારૂં ખરૂં ધન છે. શિલ્લકમાં રહેનારૂં ધન એ કંઇ તારૂં નથી. કારણ તે કોને મળશે એનો કંઇ ભરૂંસો નથી.'

આવો ઉપદેશ કરીને મંથર કહે છે. "થઇ ગએલી બાબતોનું ચર્વિતચર્વણ કરવાથી શો ફાયદો છે?" કારણ,

'ડાહ્યા માણસો, જે બાબત પ્રાપ્ત કરી શકવી અશકય છે તેની ઇચ્છા કરતા નથી. જે વાત હાથથી ગુમાવી હોય તેને માટે દુઃખ કરતા બેસતા નથી ને કોઇપિણ સંકટ આવી પડતાં ગભરાઇ જતાં નથી.'

તો મિત્ર, આમ હિંમત ન હારી જા. અંગે ઉમેદ ધારણ કર. કારણ,

'શાસ્ત્રોનો અભ્યાસ કરીનેએ મૂર્ખજ રહેલા એવા કેટલાક મળે છે. જે વ્યવહાર ચતુરતા બતાવે છે તેજ ખરો વિદ્વાન્! રોગીને માટે ખૂબ વિચાર કરીને એકાદું ઔષધ શોધી કાઢ્યું હોય તોપણ તે કેવળ તેના નામનો ઉચ્ચાર કરવાથી રોગીના રોગને સારૂં કરતું નથી.'

'જ્ઞાન પુષ્કળ છે પણ બ્હીકને લીધે જેના હાથેથી ક્રિયામાત્ર થતી નથી એવા મનુષ્યને જ્ઞાનનો શો ફાયદો થવાનો હતો? આંધળાના હાથમાં જઇને દીવો આપ્યો હોય તોપણ તેને શો ઉપયોગ?'

આવા વિકટ પ્રસંગે મનની શાન્તિ કાયમ રાખવી જોઇએ. અને એ પણ બહુ કઠીણ છે એમ માનતો ના.

' રાજા, કુલીન સ્ત્રી, બ્રાહ્મણ, પ્રધાન, દાંત, કેશ અને નખ, વગેરેએ એકવાર પોતાની જગો છોડી કે પછી તેનો કોઇજ ભાવ પૂછતું નથી એ લક્ષમાં રાખીને બુદ્ધિમાન માણસે પોતાનું મૂળ ઠેકાણું છોડવું નહીં એમ કહેનારા લોક ભીરૂ—બ્હીકણ હોય છે. કારણ,

' સિંહ, સત્પુરૂષ ને હાથી એ હમેશાં સ્થળાંતર કરતા રહે છે. ને કાગડા, ભીરૂ લોક અને હરિણ એ આજન્મ એકજ ઠેકાણાને પકડી રહે છે. '

' સ્વાભિમાની અને બહાદુર એવા પુરૂષને સ્વદેશ શું, કે પરદેશ શું બન્ને સરખાજ હોય છે. તે ગમે તે પ્રદેશમાં જાઓ, પોતાના પરાક્રમથી તે તે પ્રદેશને કબ્જે કરે છે. સિંહે કોઈપણ અરણ્યમાં પ્રવેશ કર્યો કે તે પોતાની દાઢો, નખો અને પૂછડું આ શસ્ત્રોના યોગે મોટા મોટા હાથીઓને મારી તેના રક્તથી ત્યાંજ પોતાની ભૂખ શમાવે છે. '

' દેડકાંને ખાબોચીયાંનો કિંવા પક્ષીઓને સરોવરનો આશ્રય કર્યા સિવાય જે પ્રમાણે છૂટકો નથી હોતો તે પ્રમાણેજ સંપત્તિને ઉદ્યોગી પુરૂષનો આશ્રય કર્યા સિવાય છુટકોજ રહેતો નથી. '

' ડાહ્યા માણસોએ સુખ આવ્યું તોય વાહવાહ ને દુઃખ આવ્યું તોય વાહવાહ, આવી વૃત્તિ રાખવી જોઇએ. કારણ આ જગતમાં સુખદુઃખનું ચક્ર એકસરખું ચાલુ હોય છે. '

' જે મનુષ્ય ઉત્સાહી હોય છે, જે કોઇપણ કામમાં કદિસુદ્ધાં દીર્ઘસૂત્રીપણું કરતો નથી, કામ કઇ પદ્ધતિએ કરવું એની જેને માહિતી હોય છે, જે શૂર, કૃતજ્ઞ ને મિત્રના જીવથી જીવ દેનારો હોય છે તેને ત્યાં લક્ષ્મી હોંશે હોંશે રહેવા જાય છે. '

' પૈસા નહોય તોપણ કર્તૃત્વવાન પુરૂષ પ્રતિષ્ઠા અને અને માનમાન્યતા મેળવે છે. ઉલટું, કૃપણ માણસની પાસે પુષ્કળ ધન હોય તો પણ તેની સહુકોઇ અવહેલનાજ કરે છે. કુતરાના ગળામાં સોનાની માળા ધાલીએ તોપણ સિંહનો નૈસર્ગિક રૂઆબ અને તેના અંગના અનેક ગુણ કૂતરાના અંગે આવશે શું?

શ્રીમન્તાઇ હોય એટલે તેનું અભિમાન રાખવું અને તે નષ્ટ થઈ કે દુઃખ કરતા બેસવું એમાં કંઇ હાંસલ નથી. દડાને હાથવડે ફટકો માર્યો કે તેને ઉચી ગતિ મળીને પુનઃ તે જમીનપર પડે છે, તદ્દત્જ મનુષ્યને સંપત્તિ મળવી કે વિપત્તિ આવવી એ બનવા સંબંધેની સ્થિતિ છે.'

સિવાય,

નિર્વાહને માટે વિશેષ ધડપડ કરવાનું કારણ નથી. નિર્વાહની વ્યવસ્થા બ્રહ્મદેવે અગાઉથીજ કરી રાખી છે. પ્રાણી ગર્ભમાંથી બહાર આવે છે નથી આવતો ત્યાંજ માતાના સ્તન દુગ્ધથી સ્રવવા લાગે છે.' વળી હે મિત્ર, તને કહું છું કે,

'જેણે હંસને શ્વેતરંગ આપ્યો, પોપટનો રંગ લીલો બનાવ્યો ને મોરને ચિત્રવિચિત્ર રંગના પીંછા આપ્યાં તે તારા નિર્વાહની વ્યવસ્થા ખાત્રીથી કરશે.'

શિવાય પૈસો એ સર્વ પ્રકારે પીડા કરનારો કેવો છે તે જો—

'પૈસો મેળવવાને ત્રાસ પડે છે. તેનો નાશ થાય એટલે દુઃખ થાય છે. તે આપણી પાસે આવે એટલે આપણે સપત્તિમાન બન્યા કે આપણે ઉન્મત્ત થઇએ છીએ તો પૈસાથી સુખ થાય છે એમ માનવું એ કેટલા પ્રમાણમાં યોગ્ય છે એનો તું જ વિચાર કર.'

'ધર્મકૃત્યને માટે આપણને પૈસો મળે એવી ઇચ્છા કરવાના કરતાં પૈસા માટે અનિચ્છા હોવી જ વધુ સારૂ. કાદવને હાથે લગાડી લઇ પછી તેને ધોતા બેસવાના કરતાં કાદવને સ્પર્શ ન કરવો જ વધુ સારૂ.'

'પક્ષી માંસનો ટુકડો આકાશમાં ખાઈ નાંખે છે, હિંસ્ર પશુ તે જમીનપર ખાઈ નાંખે છે તે મગરી પાણીમાં ખાઇ નાંખે છે. એ પ્રમાણે સંપત્તિમાન મનુષ્ય ગમે ત્યાં હોય પણ તેને લુંટવાને લોકોની હમેશાં તૈયારી હોય છે.'

'રાજા આપણું ધન લુંટી લેશે, પાણીના પૂરમાં તે ખેંચાઇ જશે, આગથી તેનો નાશ થશે, ચોર તે ચોરી જશે, આપણા સગાવહાલા ને સ્વકીય માણસો તે પટાવીને લઈ જશે આવા રીતે શ્રીમંત માણસને બધાના તરફથી બ્હીક હોય છે. પ્રાણીને જે પ્રમાણે

મૃત્યુની બ્હીક હોય છે તે પ્રમાણે ધનવાન માણસને આ બધાની બ્હીક હોય છે !'

'ઇચ્છા સર્વસ્વી પૂર્ણ થવી કયારેય પણ શકય નથી હોતું. વારૂ, ઇચ્છા બધી રીતે છુટી જવી એ પણ કદિ શકય નથી હોતું. સંસારમાં દુ:ખોનો કંઇ તોટો નથી હોતો. પણ એમાંય ઇચ્છાની આ સ્થિતિથી જે દુ:ખ થાય છે તે દુ:ખ સૌથી વધુ હોય છે.'

'દ્રવ્ય મહાકષ્ટથી મળે છે. વારૂ, મળે તો પણ તેનું રક્ષણ કરવાનું કામ પણ બહુ મુસ્કેલ હોય છે. મળેલું ધન નાશ પામે એટલે મરણપ્રાય દુ:ખ થાય છે.'

'ઇચ્છાને આધીન નહીં થવાનો એકવાર નિશ્ચય કર્યો કે દરિદ્રી અને શ્રીમંત આ ભેદ જ રહેતો નથી. ઇચ્છાને એકવાર હાથ પગ ફેલાવા દીધા કે તેનું દાસત્વ જન્મભર ગરદનપર ચડી બેસે છે.'

'મોટા લોકોનો પ્રેમ આમરણાન્ત ટકે છે. પણ તેમનો ગુસ્સો તેટલી ક્ષણો પુરતો જ રહે છે. અને એકાદી હાનિ થઇ જતાં પણ તેમના મનની સમતા ચલિત થતી નથી.'

તેનો આ ઉપદેશ સાંભળીને લઘુપતનક કહે છે, "મંથર, તું ખરેખર જ ધન્ય છે. તારા અંગના ગુણ ખરેખરજ પ્રશંસનીય છે.

કારણ,

'મોટા લોકોપર આવેલી આપત્તિ દૂર કરવાને મોટા લોક જ સમર્થ હોય છે. હાથી કાદવમાં ખુંચી જાય એટલે તેને બહાર કાઢવાનું કામ કરવાને હાથી જ સમર્થ હોય છે.'

'જેની પાસેથી યાચક અને રક્ષણાર્થ આવેલા લોક નિરાશાથી વિન્મુખ થઇને પાછા જતા નથી તે જ પુરૂષ જગતમાં ખરો સ્તુતિને પાત્ર છે. તેને જ સહુમાં ઉત્તમ, ધન્ય અને સત્પુરૂષ સમજવો જોઇએ.'

આ પ્રમાણે ખાતું, પીવું, ને મજા મારવામાં તેમના કેટલાક દિવસ આનંદમાં ગયા.

એક દિવસે ચિત્રાંગ નામનો હરિણ ભયભીત દશામાં નાસતો નાસતો ત્યાં આગળ આવ્યો. મરણદોડ દોડી હરિણને ત્યાં આવેલો જોઇને 'આ કંઇ નવીન જ સંકટ ઉદ્ભવ્યું છે.' આવો વિચાર

કરીને મંથરે તાબડતોબ પાણીમાં ડૂબકી મારી, ઉંદર દરમાં પેઠો ને કાગડો ઉડીને એક ઝાડ પર જઇ બેઠો. લઘુપતનકે દૂર સુધી નજર કરીને કંઈ સંકટ છે કે કેમ, એ જોયું. બીક રાખવા જેવું ક્યાંઇ જ કંઇ દેખાતું નથી એવી ખાત્રી થયા પછી તેણે પોતાના મિત્રોને પાછા પહેલાંની જગોપર બોલાવ્યા. તે બધા પોતપોતાની જગોપર બેઠા પછી મંથર બોલ્યો, "ભાઇ હરિણ, અમે તારું સ્વાગત કરીએ છીએ. અહીં આનંદથી તારો નિર્વાહ કરીને ઘરની પેઠે રહે." આ સાંભળીને હરિણ બોલ્યો, "મારી પાછળ શિકારી પડયો છે તેથી સંરક્ષણને માટે હું અહીં આવ્યો છું. તમારી સાથે મૈત્રી કરવાની મારી ઇચ્છા છે." જવાબમાં હિરણ્યક બોલ્યો, "તારી ને અમારી મૈત્રી સહેજમાં થઇ.

"એક બીજાના પરિચયથી થએલી, સગાસંબંધીના નાતાથી થએલી, કુળક્રમે ચાલતી આવેલી, ને સંકટમાંથી સંરક્ષણ કરવાને લીધે ઉત્પન્ન થએલી, આવી ચાર પ્રકારની મૈત્રી હોય છે."

તો તું હવે કોઇ પણ પ્રકારનો સંકોચ ન રાખતાં અહીંયા પોતાનું ઘર સમજીને રહે.

આ સાંભળીને હરિણને અત્યંત જ બહુ આનંદ થયો ને મોકળામને આમતેમ ફરીને તેણે યથેચ્છ ખાધું ને પાણી પીને સરોવરની પાસે જ આવેલા એક ઝાડની નીચે તે બેઠો. ત્યારે મંથરે તેને કહ્યું, 'દોસ્ત હરિણ, આ નિર્જીવ વનમાં તને કોણ ભય બતાવે છે? આ વનમાં શિકારીઓ ફરે છે શું?" હરિણે જવાબ આપ્યો, "કલિંગ દેશમાં રૂકમાંગદ નામનો રાજા રાજ્ય કરે છે. તે દિગ્વિજય કરતો અત્રે આવી ચંદ્રભાગાને કાંઠે પોતાના સૈન્ય સહિત છાવણી નાંખીને પડયો છે તે આવતી કાલ સવારે આ કર્પૂર સરોવર તરફ આવનાર છે એવી શિકારીઓના મ્હોંએથી મને બાતમી મળી છે. તો સવારે અહીંયા રહેવું સુરક્ષિત નથી, એ જાણીને જે કંઇ વ્યવસ્થા કરવી હોય તે તાબડતોબ કરો." આ સાંભળી કાચબાએ ગભરાઈને કહ્યું, 'હું આપણે એકાદા બીજા સરોવરમાં જઇને બેસું છું' કાગડો અને હરિણ બોલ્યા, "ઠીક છે." હિરણ્યક હસીને બોલ્યો. "સરોવરમાં ડૂબકી મારીને બેઠા કે મંથર સુરક્ષિત

રહેશે. પણ અમે જે જમીનપર રહેનારા પ્રાણીઓ છીએ તેમણે પોતાના બચાવને માટે કયાં જવું ?"

તો હવે અહીંયા જ કંઇ પણ ઉપાય યોજવો જોઇએ. કારણ કહ્યું જ છે કે,

'ઉપાયથી જે શકય હોય છે તે પરાક્રમથી પણ સાધ્ય નથી હોતું. કાદવથી ભરેલા રસ્તા ઉપરથી જનારા શિયાળે હાથીને ઠાર કર્યો.

---

## વાર્તા છઠ્ઠી.



### શિયાળ અને હાથી.

બ્રહ્મારણ્યમાં કર્પૂરતિલક નામનો હાથી હતો. તેને જોઇને વનના તમામ શિયાળ વિચાર કરવા લાગ્યા કે, કોઇને કોઇ ઉપાયે પણ આને ઠાર મારી શકાય તો એના વિશાળ દેહઉપર આપણો ત્રણ ચાર મહિના સુધી વગર હરકતે નિર્વાહ થશે. બધાઓનું આ કહેવું સાંભળીને એક વૃદ્ધ શિયાળ બોલ્યો, "હું કંઇપણ યુક્તિ લડાવીને એને મરણ આવે એમ કરૂં છું." આવી પ્રતિજ્ઞા કરીને તે કર્પૂરતિલકની પાસે ગયો. ને તેને સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યો, "મહારાજ, કૃપા કરીને હું ગરીબ સામું એકવાર જુઓ." "તું કોણ છે, ક્યાંથી આવ્યો ?" એમ હાથીએ પૂછવાથી શિયાળ બોલ્યો, 'બધા પશુઓએ એકઠા મળી મને આપની પાસે મોકલ્યો છે. રાજા સિવાય રહેવું સારૂં નહીં. રાજા થવાને જે ગુણ જોઇએ છે તે બધા આપનામાં છે, તો આપનેજ રાજ્યાભિષેક કરીને રાજા બનાવવા એવું તેમણે એકમતે નક્કી કર્યું છે." કારણ,

'કુળ, જન્મ ને આચારવિચાર, આ ત્રણે દ્રષ્ટિથી જે અતિ શુદ્ધ હોઇ પરાક્રમી, પરોપકારી ને નીતિશાસ્ત્રમાં પ્રવીણ હોય તેજ આ જગતમાં રાજા થવાને યોગ્ય છે.'

રાજાનું મહત્વ નાનુંસુનું નથી. કારણ કહ્યુંજ છે કે,

'મનુષ્યે પ્રથમ રાજા મેળવવો, પછી સ્ત્રી કરવી અને તદનંતર ધન મેળવવું. આ જગમાં રાજા નહોય તો સ્ત્રીની તેમજ દ્રવ્યની શાશ્વતી કેવી રીતે રહે ?'

'રાજા એ પર્જન્યની પેઠે પ્રાણીમાત્રનો આધાર છે. એક વખત પર્જન્યસિવાય રહી શકાય પણ રાજાસિવાય રહી શકાવાનું નથી.'

'બધી રીતે પરાવલંબી બનેલા આ જગત્માં નિસર્ગતઃ જ સદ્વર્તની એવો મનુષ્ય મળવો મુસ્કેલ છે. લોક સારી રીતે વર્તે છે એનું કારણ શિક્ષાની બ્હીક એજ હોય છે. ધણી અશક્ત, કુરૂપ, રોગી, દરિદ્રી કેવોય હો તોપણ કુલીન સ્ત્રીઓ તેનેજ વળગી રહે છે એ પણ આ કારણને લીધેજ.'

'તો આપ હવે જલદી ચાલો. નહીં તો મુહૂર્ત ચાલ્યું જશે." આમ કહીને તે શિયાળ ત્યાંથી ચાલતો થયો. ઓહો, આપણે હવે રાજા થવાના, એ આનંદમાં તે કર્પૂરતિલક હાથી પણ શિયાળની પાછળ પાછળ દોડ્યો ને દોડતાં દોડતાં એક ભીનાશવાળી જગોમાં કાદવની અંદર ખુંચી ગયો ! તે શિયાળને કહે છે, "મિત્ર, હવે હું આમાંથી બહાર કેવી રીતે નીકળીશ ?' મારો કંઇ હવે આમાંથી છૂટકારો થાય એમ લાગતું નથી ! ખરેખર હું અહીંજ મરવાનો ! જરા પાછા વળીને મારી સ્થિતિ તો જો કેવી થઇ છે તે !" શિયાળે હસીને જવાબ આપ્યો, "મારી પૂંછડી પકડીને બહાર આવો ! મારા જેવા લુચ્ચા પ્રાણીઉપર વિશ્વાસ રાખીને વર્ત્યો તેનું હવે આ પ્રાયશ્ચિત ભોગવ !"

કારણ, કહ્યુંજ છે કે,

'સારાની સોબતથી તું વંચિત થયો કે તું દુષ્ટોના પંજામાં સપડાવાનો એ નક્કી કર્યા જેવુંજ છે."

ત્યાર પછી એ અરણ્યના શિયાળોએ કાદવમાં ખુંચી મરણ પામેલા એ હાથીના માંસપર અચ્છી રીતેનો હાથ માર્યો ! અને તેથીજ કહ્યું છું કે ઉપાયથી જે શક્ય હોય છે પરાક્રમથી પણ સાધ્ય થતું નથી.

હિરણ્યકના આ હિતકારક ઉપદેશતરફ દુર્લક્ષ કરીને તે મંથર



ત્યારપછી એ અરણ્યના શિયાળોએ કાદવમાં ખૂંચી મરણ પામેલા એ હાથીના માંસપર અચ્છી રીતનો હાથ માર્યો !

[ પૃ. ૪૪

કાચબો જળાશય છોડીને ચાલવા લાગ્યો. એને આવીજ રીતે એકલો જવા દીધો તો એનાપર કદાચિત્ એકાદું સંકટ આવી પડશે, એ વિચારથી હિરણ્યક વગેરે સર્વજણ તેની પાછળ પાછળ જવા લાગ્યા. મંથર જમીન માર્ગે ધીમે ધીમે જતો હતો એટલામાં અરણ્યમાં ફરનારા એક પારધીએ તેને પકડયો. ને તેને ઉચકી લઇ ધનુષ્યની સાથે બાંધીને તે ચાલવા લાગ્યો. ચાલવાના શ્રમથી તે થાકી ગયો ને ભૂખના ને તરસના દુઃખથી તે વ્યાકૂળ બની ગયો. ત્યારે હવે ઘરે પાછા જવું એવો વિચાર કરીને તેણે ઘરનો રસ્તો પકડયો. મંથરની આ સ્થિતિ જોઇને હરિણ, કાગડો ને ઉંદર, એમને બહુ ખરાબ લાગ્યું. ને તેઓ તેની પછવાડે જવા લાગ્યા. પોતાના મિત્રઉપર આવેલું આ સંકટ જોઇને હિરણ્યક કહે છેઃ—

'સમુદ્ર તરી જવા પ્રમાણે એક દુઃખમાંથી મારો પગ નીકળે છે નથી નીકળતો ત્યાંજ આ બીજું દુઃખ ઉપસ્થિત થયું. કાળ ફરે એટલે આવાં આ એક પછી એક સંકટો આવવા લાગે છે.

'સ્વભાવધર્મથીજ જીવની સાથે જીવ દઇને વર્તનારો મિત્ર મળવો એ બીના મહદ્ભાગ્યથીજ બની આવે છે. આવો મિત્ર, ગમે તે પ્રકારનું સંકટ આવે તોપણ આપણને છોડીને જતો નથી.'

'સ્વભાવધર્મથી થએલા મિત્રપર મનુષ્યનો જેવો વિશ્વાસ બેસે છે તેવો તે પ્રત્યક્ષ માતાપર, પત્નીપર, સહોદરપર કે પુત્રપર પણ બેસતો નથી.'

આવો વિચાર કરીને હિરણ્યક કહે છે, "શું આ મારૂં દુર્દૈવ." કારણ,

'મનુષ્યે કરેલા કર્મનું સારૂં નરસું ફળ તેને કાળાન્તરે મળે છે. પણ મને તે એકજ જન્મમાં મળ્યું. જાણે કે એકજ જન્મમા મારા અનેક જન્મ થયા!'

અથવા એ તો આવુંજ છે,

'સંકટો એ દેહની સામે હોય છે. સંપત્તિ એ દુઃખનું ઘર છે. તેજ પ્રમાણે સંગતિ થઇ કે ત્યાં વિયોગનું દુઃખપણ નિશ્ચિતજ હોય છે. સારાંશ જે જે કંઇ ઉત્પન્ન થાય છે તે તે બધું નશ્વર છે.'

ફરી વિચાર કરીને તે કહે છે,

'મિત્ર એ દુઃખમાંથી, શત્રુમાંથી ને ભયમાંથી સંરક્ષણ કરનારો છે. પ્રીતિ અને વિશ્વાસ એનું સ્થાન છે. મિત્ર આ બે અક્ષરનું રત્ન કોણે વારૂ ઉત્પન્ન કર્યું હશે?'

'મિત્ર આ વસ્તુ આંખોને પ્રેમનું અંજન આંજનારી છે, મનને આનંદ દેનારી છે. સુખદુઃખનો ભાગીદાર થનારો મિત્ર મળવો ખરોખરજ દુર્લભ છે. ઉત્કર્ષના દિવસોમાં પૈસાના લોભથી એકઠા મળનારા મિત્ર સર્વત્ર હોય છે. દારિદ્ય એજ તેમની મૈત્રીની ખરી કસોટી જોવાનુ સાધન છે.'

આ પ્રમાણે પુષ્કળ શોક કરીને હિરણ્યકે ચિત્રાંગને ને લઘુપતનકને પોતાની પાસે બોલાવીને કહ્યું,

'પારધી આ અરણ્યમાંથી બહાર પડ્યો નથી એટલામાંજ મંથરને બચાવવાનો પ્રયત્ન કરવો જોઇએ." એ બન્નેયે જવાબ આપ્યો, "આપ કહેશો એ પ્રમાણે અમે કરીશું." ત્યારે હિરણ્યકે કહ્યું, "ચિત્રાંગે જળાશયની પાસે જઇને મરી ગયાનો ઢોંગ કરવો. કાગડાએ એનાઉપર બેસીને તેને ચાંચો મારતો હોય એમ બતાવવું. આ બધો વેશ બરાબર ભજવાયો કે પારધી કાચબાને નીચે મૂકશે ને હરિણના માંસના લોભે તે ઉતાવળેથી હરિણનીતરફ જશે. આ બાજુએ હું મંથરને બન્ધનમાંથી મોકળો કરીશ. અને પારધી તારી પાસે આવે એટલામાં તું નાસી જજે એટલે થયું."

ચિત્રાંગ અને લઘુપતનકે હિરણ્યકના કહેવા પ્રમાણે બરાબર દેખાવ કર્યો. પારધીને થાક લાગ્યો હોવાથી પાણી પીને તે એક ઝાડ નીચે બેઠો. એટલામાં મરી ગએલી સ્થિતિમાં હરિણ તેની નજરે પડ્યો. આથી તેને સાહજિકજ બહુ આનન્દ થયો. ને હરિણને ચીરવા સારૂ છરી કાઢીને તે તેની પાસે જવા લાગ્યો. પહેલેથી ઠર્યા પ્રમાણે હિરણ્યકે મંથરનું બન્ધન તોડી તેને છૂટો કર્યો. છૂટો થતાંજ મંથર દોડી જઇને તળાવમાં પેઠો. પારધીને પાસે આવેલો જોઇને હરિણ પણ નાસી ગયો. બિચારો પારધી ઝાડ નીચે આવીને જુએ છે તો ત્યાં કાચબો નથી. ત્યારે તે નિરાશાથીજ મનમાં બોલ્યો કે, "અવિચારથી વર્તવાનું આવુંજ પરિણામ આવે!"

'હાથમાંનું ફેંકી દઇ જે દોડતાની પાછળ લાગે છે તેની છેવટે આએ નહીં ને તેએ નહીં એવી અવસ્થા થાય છે.'

આ પ્રમાણે નિરાશ થઇને તે પારધી પોતાનાજ કર્મને દોષ દેતો ઘરતરફ ચાલ્યો ગયો. મંથર વગેરે સર્વજણ આવેલુ સંકટ ટળી જવાથી આનંદિત થઇ પોતાનો કાળ પૂર્વવત્ સુખમાં વિતાવવા લાગ્યા.

આ કથાનક સાંભળીને રાજપુત્રો આનન્દથી બોલ્યા, 'આ સાંભળીને અમને બહુ સુખ થયું ને (જ્ઞાન મેળવવાનો) અમારો ઉદ્દેશ સફળ થયો." વિષ્ણુશર્માએ જવાબ આપ્યો, "તમારી ઇચ્છા સફળ થઈ હોય તો આગળ વર્ણવ્યા પ્રમાણે સુસ્થિતિ ઉત્પન્ન થાઓ."

'સજ્જનો, તમને સારા મિત્રો મળો. લોકો સંપત્તિમાન્ થાઓ. પોતપોતાનાં કર્તવ્યો યોગ્ય રીતે કરીને રાજાલોક પૃથ્વીનું પાલન કરો. સજ્જનોનુ વર્તન નવવધુના પેઠે તમારા મનને આનંદ આપો. ને મસ્તકપર ચન્દ્રને ધારણ કરનારા શંકરની કૃપાથી લોકોનું કલ્યાણ થાઓ!

અહીં હિતોપદેશમાંનું મિત્રલાભ નામનું પહેલું પ્રકરણ સમાપ્ત થયું.

---

## મિત્રભેદ.



રાજપુત્ર બોલ્યા, "ગુરૂજી, મિત્રલાભ પ્રકરણ અમે સાંભળ્યું હવે મિત્રભેદ પ્રકરણ સાંભળવાની અમારી ઇચ્છા છે." વિષ્ણુશર્માએ કહ્યું, "હવે એ પ્રકરણ હું તમને કહું છું. તેનો પહેલો શ્લોક આવા આશયનો છેઃ—

'એક અરણ્યમાં એક સિંહ અને બળદનો એક બીજાની સાથે નિકટ સ્નેહ બંધાયો. પણ એમાં એક દુષ્ટ ને આપસ્વાર્થી શિયાળે બીગાડ કર્યો.'

'એ શી વાત છે?' આમ રાજપુત્રોએ પૂછવાથી વિષ્ણુશર્મા બોલ્યો,

દક્ષિણની બાજુએ સુવર્ણવતી નામની એક નગરી હતી. ત્યાં વર્ધમાન નામનો એક વાણીયો રહેતો હતો. તેની પાસે અઢળક ધન

હતું. પણ પોતાના બીજા બન્ધુબાન્ધવ પોતાના કરતાંયે શ્રીમંત છે એ જોઇને પોતે પણ તેમના જેટલા શ્રીમંત થવું એવી તેને ઇચ્છા થઇ. કારણ,

' નીચલી સ્થિતિમાંના લોકોની સાથે જે પોતાની તુલના કરે છે તેને પોતાની સ્થિતિ સારી જણાતાં સમાધાન લાગે છે. પણ જે પોતાથી ઉંચી સ્થિતિમાંના લોકો તરફ જુએ છે તેને આપણે ગરીબ જ છીએ એમ લાગી તેનું મન હંમેશા અસમાધાન રહે છે.'

' જેની પાસે વિપુલ સંપત્તિ હોય છે તે બ્રાહ્મણનું ખૂન કરનારો હોય તો પણ તેની માનમાન્યતા જ થાય છે. પણ તે જ જો દરિદ્રી હોય છે તો ચંદ્રવંશની પેઠે મોટા વંશમાં જો કે જન્મેલો હોય તો પણ તેની અવહેલના જ થાય છે.'

' જુવાન છોકરી જે પ્રમાણે વૃદ્ધ પતિનો તિરસ્કાર કરે છે તે જ પ્રમાણે નિરૂદ્યોગી, આળસુ, ને દૈવપર ભરૂંસો રાખી સ્વસ્થ બેસનારા અને સાહસવિનાના માણસ તરફ લક્ષ્મી સુદ્ધાં વાંકી નજરે જોતી નથી.'

' આળસ, સ્ત્રૈણતા, હમેશાં કંઇને કંઇ રોગ હોવો, જન્મભૂમિ છોડવાની અનિચ્છા, અલ્પસંતોષ, ને બ્હીકણપણું એ પ્રતિષ્ઠાના કિંવા માનમાન્યતાના માર્ગમાં છ મોટી અડચણો છે.'

' અલ્પસંપત્તિથી પણ પોતાને જે મોટો શ્રીમંત સમજે છે એની તરફ જોઇને દૈવને પણ લાગે છે કે, એની સંપત્તિ વધારવાનું કંઇ કારણ નથી.'

' નિરૂત્સાહી, સદાઉદાસી, પરાક્રમહીન, ને શત્રુને આનંદ આપનારો પુત્ર કોઇ પણ સ્ત્રીને કદિ પણ ન હો.'

' જે મળ્યું નથી એને માટે ઇચ્છા રાખવી, જે મળેલું છે તેનો હ્રાસ ન થાય એને માટે સાવચેતી રાખવી, સંરક્ષણ કરેલું ધન વધારવાનો પ્રયત્ન કરવો અને વધેલા ધનનો સત્પાત્ર માણસોને દાનધર્મ કરવામાં ઉપયોગ કરવો.'

' જે મળ્યું નથી એને માટે ઇચ્છા રાખવી હોય તો એને માટે ઉદ્યોગ કરવો જોઇએ. ઉદ્યોગવિના ઇચ્છિત વસ્તુ કેવી રીતે પ્રાપ્ત થાય? મળેલા ધનનું રક્ષણ ન થાય તો તે આપોઆપ નાશ પામે છે. જે

ધનમાં વધારો થતો નથી તેનો સંભાળભરી રીતે ખર્ચ કરીએ તો પણ કાળાવધીએ તેનો ક્ષય થાય છે. ધનનો બીલકુલ જ ઉપભોગ ન લેવો એમ કહીએ તો તે હોવા છતાં તેનો શો ઉપયોગ ?'

કારણ કહ્યું જ છે કે,

'જે ધનનો ઉપયોગ પોતાને માટે કરતો નથી કિંવા તેનો દાનધર્મમાં પણ જે ખર્ચ કરતો નથી તો તેની પાસેના ધનનો ઉપયોગ શો ? જે શત્રુને કદિ અડચણ કરતો નથી તેના સામર્થ્યનો શો ઉપયોગ ? ધર્મ પ્રમાણે વર્તવું નહીં તો કેવળ ધર્મશાસ્ત્રનું જ્ઞાન હોવામાં શો સાર ? જે ઇન્દ્રિયપર કાબુ રાખતો નથી તેનો આત્મા હોવા છતાં નહોવા જેવોજ છે.'

'જળના બિન્દુ પડવાથીજ ધીમે ધીમે ઘડા ભરાઇ જાય છે. વિદ્યા, ધર્મ અને ધનના સંચયને એજ ન્યાય કારણીભૂત થાય છે.'

'દાન પણ નહીં ને ઉપયોગ પણ નહીં એવી રીતના જેના દિવસો જાય છે તે લુહારની નિર્જીવ ધમણના જેવો કેવળ શ્વાસ લે છે પણ વસ્તુતઃ જીવતો હોતો નથી.'

આવો વિચાર કરીને તેણે નંદક અને સંજીવક નામના પોતાના બળદને ગાડીએ જોડ્યા. ગાડીમાં નાના પ્રકારની અનેક ચીજો ભરી ને વેપારને માટે કાશ્મીર દેશનો માર્ગ લીધો. કારણ,

'જેના અંગમાં સામર્થ્ય છે તેને કશુંએ મુશ્કેલ જણાતું નથી. જેને ઉદ્યોગ કરવાનો છે તેને કોઇપણ પ્રદેશ દૂર લાગતો નથી જેનામાં વિદ્વતા છે તેને પરદેશમાં મારું શું થશે એવી બ્હીક રાખવાનું કારણ નથી હોતું. જેની વાણી મધુર છે તેને કોઇએ પરાયું નથી હોતું !'

આ પ્રમાણે તે વાણીયો પ્રવાસે નીકળ્યો:પછી સુદુર્ગ નામના મોટા જંગલમાં તેના સંજીવક નામના બળદનો પગ ભાંગી જતાં તે બળદ નીચે બેસી ગયો. તેની આ સ્થિતિ જોઇને વર્ધમાન કહે છે:—

'વ્યવહારમાં હોંશિયાર માણસ કેટલીએ દોડાદોડ કરે તોપણ છેવટે નશીબમાં લખ્યું હોય તેટલુંજ ફળ તેને મળે છે.'

જો કે આમ છે તોપણ,

'મનુષ્યે ક્યારેય પણ ગભરાઈ જવું નહીં. કારણ કે ગભરાટ એ કોઇપણ કાર્યને અડચણ કરનારો હોય છે. તો હિમ્મત ન હારતાં મનુષ્યે હાથમાં લીધેલા કાર્યમાં સફળતા મેળવવાનો પ્રયત્ન કરવો.'

આવો વિચાર કરીને વર્ધમાન વાણીયાએ સંજીવક બળદને ત્યાંજ પડતો મૂકયો ને નજીકમાં આવેલા ધર્મપુર નામના શહેરમાં જઇને બીજો એક મજબૂત બળદ ખરીદ કર્યો ને તેને ગાડીએ જોડી આગલો માર્ગ પકડયો. સંજીવક બિચારો ત્રણ પગઉપરજ પોતાના શરીરનો ભાર વેઠતો ત્યાં આગળ જ કાળક્રમણા કરવા લાગ્યો.

કારણ,

'પ્રાણીના આયુષ્યની દોરી બળવાન હોય તો તે સમુદ્રમાં ડૂબે કે પર્વત ઉપરથી નીચે પડે કે તક્ષક તેને દંશે તોપણ તેનો બચાવ થાય છે.'

'મરણનો સમય ન આવ્યો હોય તો સેંકડો બાણ વડે શરીર વીંધાઇ જાય તોપણ તેમાંથી તે પ્રાણી બચે છે. ને મરણકાળ આવ્યો હોય તો ઘાસની એક સળીનો સ્પર્શ પણ તેનો જીવ લેવાને બસ થાય છે.'

'રક્ષણ કરવાને બીજું કોઇ ન હોય પણ એક દૈવ માત્ર અનુકૂળ હોય તો પ્રાણીનું રક્ષણ થાય છે. પણ દૈવ ઉલટયું હોય તો રક્ષણ કરવાનો કેટલોયે બંદોબસ્ત રાખ્યો હોય તોપણ તેનો નાશ થાય છે.'

રોજ ઉઠવું, આમતેમ ફરીને મનગમતો પેટભરીને ચારો ખાવો, પાણી પીવું, આમ સંજીવકના દિવસો આનંદમાં જવા લાગ્યાથી તે સારી રીતે લષ્ટ બન્યો. ને એક દિવસે તેણે આનંદમાં આવી જઇને ખૂબ જોરથી ત્રાડ મારી. એ વનમાં પિંગલક નામનો સિંહ રહેતો હતો. તેણે પોતાના પરાક્રમથી એ વનનું રાજપદ મેળવી લીધું હતું. કારણ કહ્યું જ છે કે,

'સિંહને પશુઓએ કદિ રાજ્યાભિષેક કર્યો નથી કિંવા એને માટે બીજા પણ કંઇ ધર્મવિધિ કર્યા નથી. તે પોતાના પરાક્રમ વડે જ મૃગરાજની પદવીએ ચડયો છે.'

આ સિંહ એકવાર તૃષાથી વ્યાકુળ જઇને યમુનાને કિનારે પાણી પીવા જતાં, અગાઉ કદિપણ ન સાંભળેલો ને મેઘગર્જનાની સાથે

સ્પર્ધા કરે એવી સંજીવકની ત્રાડ તેને સંભળાણી. ને પાણી ન પીતાંજ ત્યાંથી ગભરાયલી સ્થિતિમાં પોતાના મુકામે ગયો. અને ત્યાં "આ અવાજ કોનો હશે!" એવો વિચાર કરતો સ્વસ્થ બેઠો. ત્યાં કરટક ને દમનક એ તેના પ્રધાનના બે છોકરા હતા તેમને સિંહની આ સ્થિતિ જોઇને બહુ નવાઇ લાગી. સિંહ તરફ જોઇને દમનક કરટકને કહે છે; "ભાઈ કરટક, આપણા પ્રભુ પાણી પીવા સારૂ ગયા પણ પાણી ન પીતાંજ ચમકીને, પગલાંનો અવાજ પણ ન થવા દેતાં પોતાના સ્થાનપર પાછા આવીને બેઠા એનું શું કારણ હશે વારૂ?"

આ સાંભળીને કરટક ઉત્તર આપે છે, "ખરૂં પૂછે તો આવા ધણીની સેવા કરવાનું આપણે છોડી દેવુંજ ઠીક, એમ મને લાગે છે. અને આ પ્રમાણે ખરેખરજ જો આપણે તેની નોકરી છોડી દઇએ તો એની હીલચાલો જોઇને 'આ આમ કાં કરે છે ને તેમ કાં કરે છે' એવી પંચાત કરવાનું આપણને કારણજ રહે નહીં. આ રાજાએ આપણા કંઇપણ અપરાધ નહોવા છતાં આપણી અવહેલના કરીને ઘણા દિવસસુધી આપણને નિષ્કારણ દુ:ખ દીધું છે તો અન:પર કોઇની સેવાજ ન કરવી એમ મને લાગે છે." કારણ,

'સેવા કરીને ધન મેળવવાની ઇચ્છા રાખનારા સેવક શું કરે છે તે જો. પોતાના શરીરપર પોતાની મુખત્યારી હોવી જોઇએ તે સુદ્ધાં આ મૂર્ખ લોક ગુમાવી બેસે છે!'

'પરાવલંબનનો સ્વીકાર કરીને ટાઢ, તડકા, પાણી, પવન વગેરેના જે કુલેશ સહન કરવા પડે છે એનો કેટલોક અંશ તપશ્ચર્યામાં સહન કરીને ડાહ્યા લોક સુખી થાય છે.'

'કોઇનાપર અવલંબન ન રાખતાં નિર્વાહ ચલાવવો એનેજ જન્મની સફળતા કહે છે. પરાધીનતામાં આયુષ્ય વીતાવનારાઓને શું જીવતા કહેવા? તો પછી મરેલા કોને કહેવા?'

'આમ આવ, ત્યાં જા, નીચે બેસ, ઉભો રહે, બોલ, ચુપ રહે, આ પ્રકારે શ્રીમંત લોક, આશાબદ્ધ યાચકો પાસે પોતાને જોઇતી ગમે તે કવાયત કરાવી લે છે.'

'વેશ્યા જે પ્રમાણે નટાપટા કરીને બીજાને પ્રસન્ન કરી લેવાનો

પ્રયત્ન કરે છે તેની પેઠેજ મૂર્ખ લોક પૈસાને માટે જોઇએ તે અવહેલના સહન કરી લે છે.

સેવકની સ્થિતિ કેટલી કઠીણ હોય છે તે જો !

'સેવક ચુપ બેસે તો તેને તેનો ધણી મૂર્ખ કહે છે. વારૂ, બોલવામાં તે સારો ચતુર હોય તો તેને જીભ બહુ છે આવો શેરો મળે છે ! ક્ષમાશીલ હોય તો તેને બ્હીકણ એવું નામ પ્રાપ્ત થાય છે. તેનામાં સહનશીલતા ન હોય તો તે હલકા કુળમાં જન્મ્યો છે એમ માનવામાં આવે છે. તેણે ધણીની પાસે રહેવાનો નિશ્ચય કરતાં તેને ઉદ્ધતનું વિશેષણ મળે છે. વારૂ, તેનાથી દૂરદૂર રહે તો એને કંઇ અક્કલ નથી, એવા માલીકના મ્હોંમાંથી ઉદ્ગાર નીકળે છે. સેવાધર્મ એ બહુ કઠીણ છે. મોટમોટા યોગીઓને સુદ્ધાં તે અગમ્ય છે એમ જે કહે છે તે અક્ષરશઃ ખરૂં છે.'

'પોતાની ઉન્નતિ થાય એટલા સારૂ સેવક ધણીના આગળ એકસરખો નમતો રહે છે. એક પેટના ખાડો પૂરવા સારૂ પ્રાણ જતાં સુધી ધડપડ કર્યા કરે છે. પોતાને સુખ મળે એથી સદૈવ દુઃખ સહન કરવાને તૈયાર થાય છે. સારાંશ, સેવકના જેવો મૂર્ખ માણસ બીજો કોઇએ મળે તેમ નથી."

આ સાંભળીને દમનક જવાબ આપે છે, "મિત્ર, આવો વિચાર મનમાં સુદ્ધાં આણતો ના." કારણ,

'શ્રીમંત લોકોના પ્રયત્નપૂર્વક સેવા ન કરવી એમ તું કેવી રીતે કહે છે ? કારણ સેવાથી તે એકવાર પ્રસન્ન થાય કે સેવકની ઇચ્છા તાબડતાબ સફળ કરે છે.'

કરટક કહે છે, "પણ આપણે આવી વાતો બોલીને શું કરવાનું છે ? જે વાતની સાથે આપણો સંબંધ નથી એ વિષયની નિષ્કારણ ચર્ચા ન કરવીજ સારી.'

'આપણો જે કામની સાથે કંઇ સંબંધ નહોય એમાં મ્હોં ઘાલવાથી અરધા વહેરેલા લાકડામાં ખોસેલી ફાચર કાઢવાનો યત્ન કરનારા વાંદરાની પેઠેજ આપણો નાશ થાય.'

'એ વાંદરાની શી વાત છે !' આમ દમનકે પૂછ્યું, તેથી કરટકે તેને નીચેની વાર્તા કહી.

---



એ પૈકી એક અટકચાળા વાંદરાએ તે ફાચર બે હાથે પકડી, ને બે બાજુએ બે પગ લટકતા રાખી પાટડાપર આસન જમાવ્યું. ને બે હાથે તે ફાચરને કાઢી નાખવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

[ પૃ. ૫૩

# વાર્તા પહેલી.



## અટકચાળો વાંદરો.

મગધ દેશમાં શુભદત્ત નામના કાયસ્થે એક મઠ બાંધવાનો પ્રારંભ કર્યો. ત્યાં આગળ સુતારે એક મોટા પાટડાને અરધો વહેરીને તેમાં એક ફાચર ખોસી રાખી હતી. એ પાટડા આગળ વાંદરાનું એક ટોળું કૂદકા મારતું આવ્યું. એ પૈકી એક અટકચાળા વાંદરાએ તે ફાચર બે હાથે પકડી, ને બે બાજુએ બે પગ લટકતા રાખી પાટડાપર આસન જમાવ્યું. ને બે હાથે તે ફાચરને કાઢી નાખવાનો પ્રયત્ન કરવા માંડ્યો. છેવટે તે ફાચર એકદમ નીકળી જઇ વાંદરાના શરીરનો કેટલોક ભાગ ને પૂંછડી પાટડામાં આવી જવાથી વાંદરો મરી ગયો ! અને તેથીજ કહું છું કે જે બાબતની સાથે આપણો સંબંધ નહોય તેની વિનાકારણ પંચાત કરવી નહી.

આ સાંભળીને દમનક કહે છે, "તે તું ગમે તે કહે, પણ સેવકે ધણીની હાલચાલપર લક્ષ અવશ્ય રાખવું જોઇએ." કરટક જવાબ આપે છે, "મુખ્ય પ્રધાનની જગોપર જેની નીમણુક થઇ છે તેનું એ કામ છે. તે પોતે એ કરે કે ન કરે તેની સાથે આપણો શો સંબંધ? સેવકે બીજાના કામની પંચાતમાં કદિપણ ન પડવું જોઇએ."

ધણીનું કલ્યાણ થાય એવા હેતુથી જે બીજાના કામમાં ઘાલમેલ કરે છે તેની અવસ્થા, બૂમ પાડવાથી વાંસામાં લાકડીનો ઝપાટો ખાનાર ધોબીના ગધેડાના જેવી થાય છે.'

'એ શી વાત છે? એમ દમનકે પૂછતાં કરટકે તેને નીચેની વાર્તા કહી.

# વાર્તા બીજી.

—○×○—

## ધોબીનું ગધેડું.

વારાણસી નગરીમાં કર્પૂરપટક-કપડાંને કપૂરના જેવા સ્વચ્છ કરનારો—નામનો એક ધોબી રહેતો હતો. એક દિવસે રાત્રે તે ગાઢ ઉંઘમાં સૂતો હતો ત્યારે તેના ઘરમાં ચોર પેઠા. તેના આંગણામાં એક ગધેડું બાંધ્યું હતું ને તેની નજીકમાંજ એક કૂતરો બેઠેલો હતો. ગધેડે કૂતરાને કહ્યું. "ઘરમાં ચોર પેસે છે એની આપણા માલીકને સૂચના આપવાનું કામ તારૂં છે. તો તું મોટેથી ભસીને માલીકને ઉઠાડતો કેમ નથી?" કૂતરે જવાબ આપ્યો, "ભાઈ, જો, મારે શું કરવું ને શું ન કરવું એની પંચાત તને શા સારૂ જોઇએ? રાત ને દિવસ હું ઘરનું કેવી ઉત્કૃષ્ટ રીતે રક્ષણ કરૂં છું એની તને ખબર નથી કે? મારે લીધે વગર તકરારે ઘરનું સુરક્ષિતપણું રહે છે એથી માલીકને મારી કિંમત નથી. તે મને પૂરૂં ખાવાનું પણ આપતો નથી. અને તેની આવી વૃત્તિ થવી એમાં પણ કંઇ આશ્ચર્ય નથી. કારણ સંકટ આવ્યાસિવાય માલીકોને સેવકની ખરી કિંમત સમજાતી નથી."

આ સાંભળીને ગધેડે કહ્યું, "મૂર્ખા જેવી નકામી ગરબડ શી ચલાવી છે?"

'માલીકનાપર કઠીણ પ્રસંગ આવતાં પગારને માટે જે હઠીને બેસે છે તે સેવક અત્યંત નીચ છે. તેવાને તો જોડા પાસે પણ ઉભા રહેવા દેવા નહી.'

કૂતરો કહે છે.

'હા. પણ 'ગરજ સરી ને વૈદ્ય વેરી' એવી વૃત્તિ રાખીને સેવકની સાથે કેવળ કામપૂરતું જે મીઠું બોલે છે તે માલીક પણ ત્યાજ્ય છે.'

કૂતરાના આ ભાષણથી ગુસ્સામાં આવી ગધેડાએ કહ્યું, "માલીકનાપર કઠીણ પ્રસંગ આવેલો હોવા છતાં પોતાના કર્ત-



આમ કહીને ગધેડાએ પોતાનો કર્કશ અવાજ કાઢીને ભૂંકવાની શરૂઆત કરી.

[ પૃ. ૫૫

જમાં કસૂર કરનારો તું ખરેખરજ અત્યન્ત દુષ્ટ ને પાપી છે! ઉભો રહે, હું હમણાં આપણા ધણીને ઉઠાડીને તારી ખાડ ભૂલાવું છું!" કારણ,

'તડકાની તરફ પીઠ રાખીનેજ સૂર્યનું સુખ લેવું, અગ્નિનું સુખ પેટ શેકીનેજ લેવું, ધણીની સેવા અંતઃકરણપૂર્વક કરવી ને સ્વર્ગ મેળવવું હોય તો પૂર્ણપણે પુણ્યશીલતાથી વર્તવું.'

આમ કહીને ગધેડાએ પોતાનો કર્કશ અવાજ કાઢીને ભૂંકવાની શરૂઆત કરી. ગધેડાંએ ભલતેજ વખતે ભૂંકીને પોતાની વિનાકારણ ઉંઘ ઉડાડી તેથી ધોબી ખૂબ ગુસ્સે થયો ને ગુસ્સાના આવેશમાં આવી તેણે એક લાકડી લઇને તેને ખૂબ માર્યું ને એ મારથી તે મરી ગયું!'

અને તેથીજ કહું છું કે, "ડાહ્યો હોય તેણે બીજાના કામની કદિપણ પંચાત કરવી નહીં. પોતે ભલા ને પોતાનું કામ ભલું, એવુંજ માણસે–સેવકે ધોરણ રાખવું. ધણીને માટે પશુ શોધી કાઢવા એ આપણું કામ છે. ને આજ તે પણ ન કરીએ તો ચાલે એમ છે. કારણ, કાલે ખાતાં વધેલું અન્ન આપણી પાસે શિલ્લકમાં છે એનાથી આજ આપણો ગુજારો થઇ શકે એમ છે."

દમનકે ગુસ્સાથી કહ્યું, "કેવળ પોતાનું પેટ ભરાય એટલાજ સારૂ તું રાજાની સેવા કરે છે! તેં કહ્યું તે બીલકુલ અયોગ્ય છે."

કારણ,

'પેટ ભરવામાં કંઇ મોટો પુરૂષાર્થ નથી. ને તો સહુકોઇ ભરે છે. પોતાના સ્નેહીસોબતીનું કલ્યાણ કરવા સારૂ ને શત્રુનું પારિપત્ય કરવા સારૂ ડાહ્યો માણસ રાજાના આશ્રયે રહે છે.'

'પેટ તો કોઇએ ભરે છે. જેને લીધે બ્રાહ્મણ, મિત્ર ને સગાસંબંધીઓનું પોષણ થાય છે તેણેજ પોતાના આયુષ્યનું સાર્થક કર્યું એમ કહી શકાય.'

'જેના જીવવાથી અનેક લોકોનું પોષણ થાય છે તે ખરૂં જીવ્યો એમ કહેવાય, નહીં તો કાગડા કુતરાં પણ પોતાનું પેટ તો ભરે છેજ.'

'કોઇ પાંચ રૂપિયાની નોકરી કરે છે તો કોઇ લાખ રૂપિયા

પગાર લઇને નોકરી લે છે. કોઇ એટલો હોંશિયાર હોય છે કે તે લક્ષાવધિ રૂપિયા આપવા છતાંય મળતો નથી.'

'મનુષ્ય કહ્યાં કે તે બધાં સરખાંજ છે એવી સ્થિતિમાં એકે બીજાનું સેવકત્વ સ્વીકારવું એ અત્યંત નિંદ્ય છે. આવા અતિ નિંદ્ય ધંધામાં પણ જેનાથી પહેલો નંબર મેળવી શકાતો નથી તેની ગણના જીવતાં પ્રાણીમાં કેવી રીતે કરવી!"

'હિતકર શું ને અહિતકર શું એ જેનાથી સમજાતુ નથી, ધર્મગ્રંથોમાં તિરસ્કરણીય મનાતી બાબતો જેના આચરણમાં દેખાઇ આવે છે ને કેવળ પેટ ભરવું એજ જેનું ઇચ્છાસર્વસ્વ હોય છે તે નરપશુમાં ને પ્રત્યક્ષ પશુમાં ફરક તે શો હોય છે!'

જવાબમાં કરટક બોલ્યો, "ભાઈ, આપણે કંઈ મુખ્ય અધિકારની જગોપર નથી. તો આ બાબતની આપણે નિષ્કારણ શા સારૂ ચર્ચા કરવી જોઇએ?"

દમનક કહે છેઃ—અધિકારીને આખું વધુ મહત્ત્વ પ્રાપ્ત થાય છે તે કેટલી મુદત પછી થાય છે? વસ્તુતઃ તેનો મુદતની સાથે કંઇ પણ સંબંધ ન હોઈ તે જેનો તેની લાયકાત પ્રમાણેજ પ્રાપ્ત થાય છે.

'આ જગતમાં કોઈપણ માણસ સ્વભાવતઃ જ ઉદાર નથી હોતો. તેવીજ રીતે કોઈ જન્મતઃ જ સુષ્ટ કિંવા દુષ્ટ નથી હોતા-મનુષ્યને લોકોની અંદર ઉચ્ચ કિંવા નીચ પદવી મળે છે તે તેના હાથે થનારાં કાર્યોથીજ મળે છે.'

'એકાદી શિલાને પર્વતપર મૂકવાની હોય તો તેને મહાપ્રયાસ પડે છે. પણ તેજ નીચે ધકેલી દેવી હોય તો તે કામ એક ક્ષણમાં થાય છે. તે પ્રમાણેજ ગુણોથી કિંવા દોષોથી આત્માની ઉન્નતિ અથવા અવનતિ થવા સંબંધિની સ્થિતિ છે.'

'નીચે નીચે જવું કિંવા ઉપર ઉપર જવું એ મનુષ્ય પોતાનાં કાર્યોવડેજ સાધી શકે છે. કૂવો ખોદવાનું કામ જે કરે છે તેનાથી તટબંધીની ભીંત પણ બાંધી શકાય છે.'

તો ભાઇ, આ બધું આપણા પ્રયત્નપરજ અવલંબી રહેલું છે.

કરટક બોલ્યો, તો પછી આપણે શું કરવું એમ તારૂં કહેવું

છે ?' દમનકે જવાબ આપ્યો, "આપણા પ્રભુ પિંગલક કંઈ કારણથી ગભરાઇ જઇને પોતાના પરિવારસહ અહીં બેઠા છે." કરટક બોલ્યો, 'એમ તું શા ઉપરથી કહે છે?' દમનકે જવાબ આપ્યો, "એ સમજવું કંઇ મુશ્કેલ કે કઠીણ નથી. એ ખુલ્લુંજ દેખાય છે."

કારણ કહ્યુંજ છે કે,

'શબ્દોથી બોલી બતાવેલી વાતોનો આશય પશુનેયે સમજાય છે. ઘોડા અને હાથી એ બતાવેલે માર્ગે બીનચુક જાય છે. ડાહ્યા માણસને ન કહેતાંજ બધી બાબતો સમજાય છે. બીજાના મનમાં શા વિચાર ચાલે છે એ જાણી લેવું તેજ જ્ઞાનનું ફળ છે.'

'બાહ્ય ચિન્હઉપરથી, હાવભાવપઉરથી, શબ્દઉપરથી, આંખો અને ચહેરાવચ્ચે થતા ફેરફારો ઉપરથી મનુષ્યના મનમાંના વિચાર જાણી શકાય છે.'

આપણો ધણી ભયભીત થએલો છે એ સ્થિતિનો ફાયદો લઇને તેને હું આપણા કરી લઉં છું. કારણ,

'પ્રસંગ પ્રમાણે શબ્દની યોજના કરીને બોલવું, જેની જેવી યોગ્યતા હોય તે પ્રમાણે તેને માટે પ્રેમ બતાવવો, ને આપણો ગુસ્સો આહાર બહાર ન જાય એની સાવચેતી રાખવી, આટલું જેને સમજાય છે તેજ ખરો ડાહ્યો છે.'

કરટક કહે છે, "નોકરી કેવી રીતે કરવી એજ તું સમજતો નથી એમ દેખાય છે." કારણ કે,

'નિમંત્રણ ન હોવાં છતાં જે ઘરમાં પ્રવેશે છે, ન પૂછતાં પણ ખૂબ બોલે છે અને રાજાની આપણાપર કૃપા છે એમ માને છે તે મહામૂર્ખ છે'

દમનક જવાબ આપે છે, "શું, નોકરી કેમ કરવી એની મનેજ ખબર નથી એમ તું કહે છે?" તુંજ જોને કે,

'આ જગતમાં સ્વભાવતઃજ સુંદર અથવા વિરૂપ એવું કંઇ હોય છે કે? જેવી જેની અભિરૂચી તેવી તેને વિશિષ્ટ વસ્તુ સુંદર દેખાય છે.'

'અને તેથીજ કોઇની રૂચીઅભિરૂચી કેવી છે એ ઓળખી લઇને જ મનુષ્યે વર્તવું ને તેને પોતાના કબ્જામાં આણવો.'

'રાજાએ 'કોણ છે?' એમ પૂછ્યું કે 'હું છું' એમ કહીને અદબથી જવાબ આપવો. અને "આપનો શો હુકમ છે?" એમ પૂછીને તે પ્રમાણે દક્ષતાથી કામ કરવું.'

'જેની ઇચ્છાની દોડ સાધારણ હોય છે, જે ધીટ, ચાણાક્ષ, ને છાંયાની પેઠે રાજાના સાંનિધ્યમાં રહેનારો હોય છે, રાજાની આજ્ઞા થઇ કે, તે પ્રમાણે વગર આનાકાનીએ વર્તવું એવું જેનું વ્રત હોય છે તેણેજ રાજાના આશ્રયે રહેવું.'

કરટક કહે છે, કારણ ન હોવા છતાં અયોગ્ય વખતે તું રાજાની સામે જશે તો તે તારૂં અપમાન કરશે.

દમનક જવાબ આપે છે, કદાચિત્ એમ પણ બને. છતાંય આશ્રિતોએ હમેશાં ધણીના સાંનિધ્યમાં રહેવું એ સારૂં. કારણ,

'હાથેથી કસુર થશે એમ ધારીને કોઇપણ કામ હાથમાં ન લેવું એ બ્હીકણ પુરૂષોનું લક્ષણ છે. અજીર્ણના ભયથી કોઇએ ખાવા-પીવાનું છોડયું છે કે?"

'હમેશાં પાસે રહેનારા માણસ ઉપરજ, પછી તે વિદ્યાહીન હો, હલકા કૂળમાં જન્મેલો હો, કિંવા દુષ્ટ હો, રાજાની કૃપા હોય છે. રાજા, સ્ત્રી અને લતા એ, જેની પાસે હોય તેનાજ તંત્રથી વર્તે છે.'

કરટક કહે છેઃ—વારૂ, પણ ત્યાં જઇને તું બોલવાનો શું?

**દમનકઃ**—ધણીની આપણાપર મરજી છે કે ગેરમરજી છે એ હું જોઇશ.

**કરટકઃ**—તે તું કેવી રીતે ઓળખી શકશે?

**દમનકઃ**—સાંભળ,

'છેટેથી લક્ષ લગાડીને જોવું, હસવું, સન્માનપૂર્વક વિચાર-પૂછ કરવી, એકાદાની પશ્ચાત્ પણ તેનું ગુણવર્ણન કરવું, પ્રિય વસ્તુની બરોબરજ એકાદાનું સ્મરણ કરવું, એકાદો આપણો સેવક નહોવા છતાંય તેને માટે પ્રેમ બતાવવો, મીઠું બોલીને દાન કરવું, દોષ હોય તો તેના તરફ આંખ આડા કાન કરી ગુણનુંજ ગ્રહણ કરવું, આ બધાં ધણીના પ્રેમનાં લક્ષણો છે.'

ઉલટું,

'મનુષ્ય આવ્યો છતાં તેને જલદી ન ઓળખવો, આશા આપીને છેવટે નિરાશ કરવો એ ધણીની અવકૃપાનાં ચિન્હ છે.'

આ બધાં ધોરણો લક્ષમાં રાખીને રાજા મારા કબ્જામાં આવે એવો હું પ્રયત્ન કરનાર છું. કારણ,

'ખરાબ સાધનોનો ઉપયોગ કરવાથી આવનારાં સંકટ, ને સારા ઉપાય યોજવાથી મળનારી સિદ્ધિ એ પ્રથમથી જાણી લઇનેજ ડાહ્યા લોક નીતિશાસ્ત્રના અવરોધે પોતાનું ધોરણ રાખે છે.'

**કરટકઃ**—તોપણ યોગ્ય પ્રસંગ જોયાસિવાય તું રાજાની સાથે બોલતો ના. કારણ,

પ્રસંગને અયોગ્ય એવું ભાષણ બૃહસ્પતિએ કર્યું હોય તો તેને મૂર્ખજ સમજવામાં આવી તેની સદાસર્વદા અવહેલનાજ થશે.'

**દમનકઃ**—મિત્ર, તેવી બ્હીક ન રાખતો. હું પ્રસંગ જોઇનેજ ભાષણ કરીશ. ધણીની પાસે જઇને સ્પષ્ટ બોલવાની જ આજની વેળા છે. કારણ,

'ધણીને માથે સંકટ આવ્યું હોય, તે ભલતા માર્ગે જવા લાગ્યો હોય કિંવા પ્રયત્નનો યોગ્ય સમય જવા લાગ્યો હોય એવા વખતે તેનું હિત થાય એવી ઇચ્છા કરનારા સેવકે ન પૃછતાંયે તેને યોગ્ય સલાહમસલત આપવાને ચુકવું નહીં.'

'સલાહમસલત આપવાનો યોગ્ય સમય આવેલો હોવા છતાં મોંઢાનો ખીલો ન કાઢવી એવું જો તારૂં કહેવું હોય તો તો પ્રધાનપદને માટે હું તદ્દન નાલાયક છું એવુંજ સિદ્ધ થશે.'

'જે ગુણના યોગે આપણો નિર્વાહ ચાલવા સાથે સારા લોકોમાં માનમાન્યતા મળે છે એ ગુણનું માત્ર રક્ષણજ નહીં પણ સંવર્ધન સુદ્ધાં કરવું જોઇએ.'

તો રાજાની મુલાકાત જવાની તું મને અનુમતિ દે. હું જાઉં છું.

**કરટકઃ**—તારૂં કલ્યાણ થાઓ ને હાથમાં લીધેલા કામમાં યશ આવો.

આ પ્રમાણે દમનક રાજા પાસે ગયો. તેને દૂરથી જોતાંજ રાજા તેની સામે આવ્યો. ત્યારે રાજાને સાષ્ટાંગ નમસ્કાર કરીને

તેનીજ પાસે ત્યાં આગળ તે આદરપૂર્વક બેઠો.

**રાજા:**—કાં, આજ ઘણે દિવસે સ્વારી આ બાજુએ આવી.

**દમનક:**—હું યઃકશ્ચિત નોકર. મહારાજાને મારી જરૂર ન હોય તોપણ અણીના પ્રસંગે સેવકે ધણીના સાન્નિધ્યમાં રહેવું જોઈએ એવો વિચાર કરીનેજ હું આવ્યો છું.

'યઃકશ્ચિત ઘાસની સળી, પણ તે સુદ્ધાં મોટા લોકોને દાંત કોરવાને કિંવા કાન ખોતરવાને ઉપયોગી થાય છે. તો પછી જેને હાથ, પગ ને વાણી આપેલી છે એવા મનુષ્યનો તેમને ઉપયોગ થાય તેમાં નવલ શું?'

ધણીએ અમને તિરસ્કાર્યા તેથી અમારી બુદ્ધિ ફરી ગઈ છે. એવી આપને શંકા આવી હોય તો તે કાઢી નાંખવી. કારણ,

'ધૈર્યથી વર્તનારા માણસનો તિરસ્કાર થવા લાગ્યો હોય તોપણ તેની બુદ્ધિને ભ્રંશ થશે એવી કોઈએ શંકા સુદ્ધાં લેવી નહીં. અગ્નિએ મ્હોં નીચે કર્યું હોય તોપણ તેની જ્વાળા નીચે ન જતાં ઉપરજ જાય છે.'

તો મારૂં આપને એટલુંજ કહેવું છે કે આપે આગળ પાછળનો વિચાર કરીને હોંશીયારીથી વર્તવું.

'રત્ન પગ તળે કચરાવા લાગે અને કાચને શિરોભૂષણ તરીકે મસ્તકપર પધરાવાય તોપણ રત્ન તે રત્ન અને કાચ તે કાચજ. કાચને રત્નની યોગ્યતા કદિપણ આવવાની નથી.'

'રાજા લોક જ્યારે બધાનેજ એક માપે માપવા લાગે છે, ત્યારે વિશેષ કર્તૃત્વવાન જે હોય છે તેઓ નાઉમેદ થાય એ સ્વાભાવિકજ છે.'

'રાજન, ઉત્કૃષ્ટ, મધ્યમ અને નિકૃષ્ટ આવા ત્રણ પ્રકારના પુરૂષ હોય છે. તેમને તેમના યોગ્યતા પ્રમાણેજ કામો આપવાં જોઈએ.'

'સેવક અને દાગીનાની યોગ્ય સ્થાનેજ યોજના કરવી જોઈએ. પૈંજણ માથામાં ઘાલવો અને તન્મણીને પગમાં અડકાવવો એવું કદિ પણ થયું છે શું?'

'સોનાના કોંદણમાં બેસવાની જેની વસ્તુતઃ યોગ્યતા છે એવા

રત્નને જસતના કોંદણમાં બેસાડીએ તો તે કાંઇ તકરાર કરતું નથી ને સારું પણ દેખાતું નથી. તેને જસતમાં મઢનારાનું ગાજર-પારખીપણું માત્ર દેખાઇ આવે છે.'

'મસ્તકે ધારણ કરવાના મુકુટને કાચ જડાવ્યો અને પગમાં પહેરવાના અલંકારને રત્ન જડાવ્યું તો તેમાં રત્નને કંઈ કમીપણું આવતું નથી. પણ એવી યોજના કરનારાની માત્ર અક્કલ દેખાઈ આવે છે.'

'આ બુદ્ધિમાન છે, આની આપણાપર ભક્તિ છે, આ બહાદુર છે, આનાથી આપણને દગો થવાની બ્હીક છે, વગેરે જુદાજુદા સેવકોના ગુણ જે જાણતો હોય છે તેની આસપાસ અનેક સેવકો એકઠા મળે છે.'

તેજ પ્રમાણે,

'ઘોડા, શસ્ત્ર, વિદ્યા, વાણી, પુરૂષ અને સ્ત્રી વગેરેને સારાં અથવા ખરાબ ઠરાવવાં એ, જે પુરૂષપાસે તે હોય છે તેની યોગ્યાયોગ્યતાપરજ અવલંબી રહે છે.'

'પુષ્કળ ભક્તિ છે પણ અંગમાં સામર્થ્ય નથી, ઉલટપક્ષે પુષ્કળ સામર્થ્ય છે પણ ભક્તિનો લેશમાત્ર પણ નથી એવા સેવકને લઇને શું કરવું છે? ભક્તિ અને શક્તિ બન્ને જેનામાં છે એવા સેવકની માત્ર હે રાજા ક્યારેય પણ અવજ્ઞા ન કરતો.'

રાજાએ અવજ્ઞા કરી કે તેના સેવક નિરક્કલ બને છે. અને આ વસ્તુસ્થિતિ દ્રષ્ટિએ પડી કે ડાહ્યા લોક તેના વાયરાએ પણ ઉભા રહેતા નથી અને ડાહ્યા લોકોએ રાજાનો આશ્રય છોડી દીધો કે રાજને કશુંજ સારું ધોરણ રહેતું નથી. અને આવી સ્થિતિ થાય એટલે કોઇપણ જાતનો ધરબંધ ન રહી આખા જગતપર સંકટ આવે છે.'

'રાજા સેવક સાથે સન્માનથી વર્તે એટલે લોક પણ તેની સાથે સન્માનથી વર્તે છે. અને રાજા સેવકનું અપમાન કરવા લાગે એટલે લોકપણ તેનો પાણીઉતાર કરવા લાગે છે.'

'સારું ભાષણ એકાદા બાળકના મ્હોંમાંથી નીકળ્યું હોય તોપણ ડાહ્યા લોકોએ તેનો અવસ્ય આદર કરવો. સૂર્યનો પ્રકાશ મળતો બંધ થાય એટલે દિવાનો પણ ઉપયોગ કરી લેવાની જરૂર રહે છે.'

**પિંગલક:**—દમનક, તું આ શું બોલે છે? તું મારો મુખ્ય પ્રધાન. દુષ્ટ લોકોના છન્દે લાગીને તેં આટલા દિવસ મારી પાસે આવવાનું છોડી દીધું. થવાનું હતું તે થઇ ગયું. હવે તારે જે કંઇ કહેવાનું હોય તો નિર્ભયતા પૂર્વક કહે.

**દમનક:**—આપને એક પ્રશ્ન પૂછવાનો છે.

**પિંગલક:**—મજેથી પૂછ.

**દમનક:**—આપ પાણી પીવા સારૂ ગયા અને પાણી ન પીતાં જ પાછા આવી વિસ્મિત થઇને બેઠા એનું શું કારણ?

**પિંગલક:**—ઠીક પૂછ્યું. આ ગુપ્ત વાત કહેવાને કોઇ વિશ્વાસનો માણસ નહીં એથીજ હું સ્વસ્થ બેઠો હતો. હવે તું આવ્યો એ ઠીક થયું. તને બધી હકીકત કહું છું. આ વનમાં હમણાં એક અપૂર્વ પ્રાણી આવીને રહ્યો છે. તેથી હવે આપણે આ વન છોડીને જવું સારૂં. આજ વિચારથી હું સ્તબ્ધ બેઠો છું. આ પ્રાણીએ એવી કંઈ વિલક્ષણ ત્રાડ મારી કે કંઇ પૂછવુંજ નહીં. આવી પ્રચંડ ત્રાડ મારનારો આ પ્રાણી પણ પ્રચંડજ હોવો જોઇએ.

**દમનક:**—મહારાજ, આપ કહો છો તે કંઇ ખોટું નથી. આ પ્રકરણ જરા ભારે દેખાય છે એમાં શંકા નથી. કારણ અમે પણ તેની ભયંકર ત્રાડ સાંભળી છે. પણ આવા સંકટસમયે યુદ્ધની સલાહ ન આપતાં સ્થાનત્યાગની સલાહ આપવી એ કંઇ મુત્સદ્દીપણાનું લક્ષણ નથી. હવે શું કરવું એને માટે જ્યારે સંશય ઉત્પન્ન થાય છે, ત્યારેજ સેવકની ખરી કસોટી હોય છે. કારણ, કહ્યું જ છે કે,

'આપણા સગાવહાલાં, સ્ત્રી અને સેવકની બુદ્ધિનો ને આપણી બુદ્ધિના સામર્થ્યનો ખરો કસ વિપત્તિરૂપી કસોટીના પત્થરપરજ સમજાય છે.'

**સિંહ:**—તે બધું ખરૂં, પણ હું તદ્દનજ બ્હી ગયો છું.

**દમનક:**—(સ્વગત) તે તો દેખાય જ છે નહીં તો આ વન છોડીને બીજે રહેવા જઉં છું એમ તું મારી પાસે શાને બોલ્યો હોત? (પ્રકાશ) મહારાજ, હું જીવતો છું ત્યાં સુધી તો આપને કશાનોયે ભય રાખવાનું કારણ નથી. પણ સંકટનો પ્રતિકાર કરવો

એમાં મનુષ્યબળ સારૂં જોઇએ. તો કરટક વગેરેનો સમજાુત કરીને તેમને ફરીથી આપના આશ્રયે રાખો.

ત્યાર પછી રાજાએ કરટક અને દમનકનો બહુ આદરસત્કાર કર્યો ને એ બન્ને જણ આવેલું સંકટ દૂર કરવાની પ્રતિજ્ઞા લઇને ત્યાંથી નીકળ્યા.

જતાં જતાં કરટક દમનકને કહે છે, "મિત્ર, આ સંકટનો પ્રતિકાર કરવો ખરેખરજ શકય છે કિંવા નહીં એનો બરાબર વિચાર ન કરતાં રાજાએ આપેલ મોટાપણું તેં શા સારૂ લીધું ? જેના હાથે કંઇ કાર્યભાગ સિદ્ધ થવો શકય ન હોય તેણે, વિશેષતઃ રાજા પાસેથી કોઇપણ પ્રકારની બક્ષીસ લેવાને તૈયાર ન થવું જોઇએ. કારણ રાજા એ કંઇ સામાન્ય વસ્તુ નથી." તું જ જો કે,

'રાજાની કૃપા એ સાક્ષાત લક્ષ્મીનીજ કૃપા છે. એનું પરાક્રમ એટલે વિજયજ છે અને તેનો ક્રોધ એ પ્રત્યક્ષ મૃત્યુજ છે. આ પ્રમાણે રાજતેજ એ સર્વપ્રકારે બળવત્તર છે.'

'રાજ્યપદપર એકાદું નાનું બાળક હોય તોપણ તેની કયારેય સુદ્ધાં અવજ્ઞા કરવી નહીં. તેજ પ્રમાણે રાજા થયો તોય શું એ પણ મનુષ્ય એટલે મર્ત્ય પ્રાણીજ છે આવી ભાવનાથી તેનું અપમાન કરવું નહીં. કારણ, રાજા એ વસ્તુતઃ એક મોટી દેવતાજ છે.'

આના ઉપર દમનકે હસીને કહ્યું: મિત્ર જરા ચુપ રહેવાનું શું લેશે ? સંકટનું કારણ પૂર્ણપણે મારા લક્ષમાં આવ્યું છે. જે ત્રાડથી આપણા મહારાજ આટલા બધા ગર્ભગળિત થઈ ગયા છે એ ત્રાડ કેવળ એક બળદની છે. શિયાળીયાં સુદ્ધાં બળદને મારી નાંખે છે તો પછી સિંહની આગળ તેનું શું ચાલવાનું છે ?

**કરટકઃ**—એ જો આટલી સાદી વાત છે તો તે મહારાજને કહી નાંખીને તેમની બ્હીક એજ વેળાએ તેં કેમ ન કાઢી નાંખી ?

**દમનકઃ**—એટલી સહજ રીતે મહારાજની બ્હીક કાઢી નાંખી હોત તો આપણું આ આવું મહત્ત્વ કેવી રીતે વધ્યું હોત ? બીજું એમ કે,

'ધણીને કાંઈપણ પ્રકારની ગરજ ન રહે એવી સ્થિતિ નોકરોએ ક્યારેય પણ આણવી નહીં. ધણીની પડખવારે ગરજનું કંઇપણ

બંધન તો હોવુંજ જોઇએ. એવું બંધન ન રહે તો સેવકોની સ્થિતિ દીર્ઘકર્ણ બિલાડાના જેવી થાય છે.'

"એ શી વાત છે?" એમ કરટકે પુછવાથી દમનકે તેને નીચેની વાત કહી.

---

## વાર્તા ત્રીજી.

### સિંહ અને બિલાડો.

આબુના પહાડઉપર દુર્દાન્ત નામનો એક મોટો પરાક્રમી સિંહ રહેતો હતો. ત્યાંજ પર્વતની ગુફામાં તે ઉંઘી જતો ત્યારે એક ઉંદર દરરોજ તેના આયાળના કેશ તોડી જતો હતો. આ પ્રમાણે દરરોજ કેશ તોડી જવાથી આયાળને આછી થએલી જોઇને તે સિંહ ખુબ ગુસ્સે થયો. અને આ દરમાં રહેનારો ઉંદર પોતાના હાથમાં કેવી રીતે આવે એનો વિચાર કરવા લાગ્યો.

'જે શત્રુ ક્ષુદ્ર હોય છે તેનો પરાભવ પરાક્રમથી કંઇ કરી શકાતો નથી. તેનો પરાભવ કરવો હોય તો એને માટે તેનાજ જેવા બીજા એકાદા ક્ષુદ્ર પ્રાણીની યોજના કરવી જોઇએ.'

આવો વિચાર કરીને તે સિંહ પાસેના એક ગામડાંમાં ગયો. ને ત્યાંથી તેણે મહાપ્રયાસે દીર્ઘકર્ણ નામના એક બિલાડાને માંસાહારની લાલચ બતાવીને પોતાની ગુફામાં આણીને રાખ્યો. એ દિવસથી બિલાડાની બીકને લીધે ઉંદર પોતાના દરમાંથી બહારજ નીકળતો બંધ થયો. આયાળના વાળ રોજને રોજ ઓછા થવાનો ક્રમ બંધ થવાથી સિંહને પણ નિશ્ચિંતપણે ઉંઘ આવવા લાગી. ઉંદરનો શબ્દ સંભળાયો કે બિલાડાને માંસ ખવરાવીને તે તેનો બંદોબસ્ત કરી નાંખતો.

છેવટે એક દિવસે ઉંદર ભુખથી ખુબ વ્યાકુળ થયો ને દરની બહાર આવ્યો. આ જોતાંજ બિલાડાએ તેનાપર ઝડપ નાંખી તેને મારી નાંખ્યો. ઘણા દિવસસુધી ઉંદર નજરે પડ્યો નહીં, કિંવા તેનો અવાજ પણ સંભળાયો નહીં એ જોઇને 'આ બિલાડાનો હવે



છેવટે એક દિવસે ઉંદર ભૂખથી ખૂબ વ્યાકુળ થયો ને દરની બહાર આવ્યો. આ જોતાંજ બિલાડાએ તેનાપર ઝડપ નાંખી તેને મારી નાંખ્યો.

[ પૃ. ૬૪

પોતાને કંઈ ઉપયોગ રહ્યો નથી' એવો સિંહે વિચાર કર્યો ને ધીમે ધીમે તેને માંસ આપવાનું બંધ કર્યું. ખાવાનીજ પંચાત પડવાને લીધે બિચારો દધિકર્ણ બિલાડો સુકાઇ ગયો ને તેનાં હાડકાં દેખાવા લાગ્યાં. સિંહની પછવાડે લાગેલું ઉંદરનું લફરૂં જો તેણે કાયમ રાખ્યું હોત તો તેની આવી દશા કદિપણ થઈ ન હોત. અને એથીજ કહ્યું છે કે,

'માલીકને કોઇપણ પ્રકારની ગરજ ન રહે એવી સ્થિતિ સેવકોએ કયારેય પણ આણવી નહીં. માલીકનું ગરજનું બંધન છુટ્યું કે સેવકની અવસ્થા દધિકર્ણ બિલાડાના જેવી થાય છે.'

અસ્તુ. ત્યારપછી દમનક અને કરટક સંજીવકની પાસે ગયા. કરટક થોડેક છેટે એક ઝાડ નીચે પૂરા ઠાઠથી આસન જમાવીને બેઠો અને દમનકે સંજીવકની પાસે જઇને કહ્યું, "નંદી મહારાજ, પેલો જોયો કે અમારા પિંગલક મહારાજાનો સેનાપતિ કરટક ઝાડ નીચે બેઠો છે! તેણે તમોને તાબડતોબ બોલાવ્યા છે. આપ રાજીખુશીથી આવશો તો ઠીક; નહીં તો આપને આ અરણ્યમાંથી ચાલ્યા જવું પડશે એવી તાકીદ આપવાનો પણ તેણે મને હુકમ કર્યો છે. આ પ્રમાણે આપ નહીં વર્તો તો આપનું કુશળ નથી. બોલો, એને મળવા આવો છો કે અરણ્ય છોડીને ચાલ્યા જાઓ છો? અમારા મહારાજ એકવાર ગુસ્સે થયા કે પછી શું કરશે ને શું નહીં એનો ભરૂંસો નહીં. એ ધ્યાનમાં રાખજો.

દમનકનું આ કહેવું સાંભળીને બિચારો-ભોળો સંજીવક ગભરાઇ ગયો! તાબડતોબ તેણે કરટકના દર્શને જઇ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સંજીવકનામાં ઉત્તમ પ્રકારની તાકાત હતી. તેણે મનમાં આણ્યું હોત તો દમનક ને કરટક એ બન્નેયને તે પુરો પડી શકયો હોત. પણ તારતમ્યજ્ઞાન ન હોય એટલે એકલી તાકાતનો શો ઉપયોગ? કારણ કહ્યુંજ છે કે,

'શરીરસામર્થ્યના કરતાં બુદ્ધિનો જ પ્રભાવ વધારે છે. "હાથીને શરીરસામર્થ્ય બહુ છે, પણ બુધિ નથી તેથી જ તેની આવી અવસ્થા થઇ છે." હાથીની પીઠપર ફટકા મારીને માવત દાંડી પીટી શકે છે, એનું કારણ આજ છે.'

સંજીવકે ભયભીત થઇને કરટકને કહ્યું; "સેનાપતિ મહારાજ, આપનો શો હુકમ છે તે મને કહો. એ પ્રમાણે હું તાબડતોબ વર્તીશ."

કરટકઃ—આ અરણ્યમાં રહેવું એવી જો ઇચ્છા હોય તો અમારા મહારાજના પગે પડવા ચાલો.

સંજીવકઃ—આપના મહારાજ મને નહીં મારે એવું અભય-વચન જો તમે મને આપતા હો તો હું તમારી સાથે આવું.

કરટકઃ—અમારા મહારાજ તરફથી તને ઇજા થશે કે તારા જીવપર આવશે એવી શંકા સુદ્ધાં મનમાં ન આણ.

કારણ,

'શિશુપાલે શ્રીકૃષ્ણના મ્હોંપર તેની નિર્ભત્સના કરી તોપણ કૃષ્ણે તેને બીલકુલજ જવાબ આપ્યો નહીં. સિંહ મેઘની ગર્જના સાંભળીનેજ પ્રતિગર્જના કરે છે. કુતરાના ભસવા તરફ તે વાંકી નજરેસુદ્ધાં જોતો નથી.'

'વંટોળીયાનો પવન એ ઉંચાં વૃક્ષોનોજ નાશ કરે છે. તે નરમ અને નમી પડનારા ઘાસના વાટે કદિપણ જતો નથી. મોટા લોક પોતાની બરોબરીના માણસનેજ પોતાનો પ્રભાવ બતાવે છે.'

આ પ્રમાણે તેણે સંજીવકની સમજુતી કરી તેને થોડે છેટે ઉભો રાખી તે પિંગલકની પાસે ગયો. રાજાએ તેનો સારો આદર-સત્કાર કર્યો ને તે બન્ને જણ નમીને મુજરો કર્યા બાદ તેની પાસે બેઠા.

રાજાઃ—કેમ મિત્રો, તેની મુલાકાત લીધી કે?

દમનકઃ—હાજી, મુલાકાત લીધી. મહારાજ કહે છે તે પ્રમાણે જ તે પ્રાણી મોટો પ્રચંડ છે. તોપણ આપને મળવાની તેને ઇચ્છા છે. તે મહાસામર્થ્યવાન છે તો આપે તેની મુલાકાત લેતી વેળા સાવચેતીથીજ રહેવું જોઇએ. અને તેના અવાજથી આપે બ્હીવું કામનું નહીં.

'અવાજનું શું કારણ છે એ નહીં સમજી લેતાં કેવળ અવાજ સાંભળવાથી ગભરાઇ જવું નહીં. અવાજનું કારણ શોધી કાઢવાને લીધે વેશ્યાનું ગૌરવ થયું.'

દમનકે આ બાબતની નીચેની વાર્તા રાજાને કહી.

---

# વાર્તા ચોથી.



## ઘંટાકર્ણ રાક્ષસ.

એક પર્વતઉપર બ્રહ્મપુર નામનું નગર હતું. એ પર્વતના શિખરપર ઘંટાકર્ણ નામનો એક રાક્ષસ રહે છે એવી ત્યાંના લોકોની માન્યતા હતી. એક ચોર આ ઘંટા લઈને નાસી જતો હતો એ વખતે તેને એક વાઘે ઠાર માર્યો ને તેના હાથમાંથી ત્યાં આગળ પડી ગએલી ઘંટા પર્વતપર રહેનારા વાંદરાઓને હાથ લાગી. પછી તો પૂછવુંજ શું? આવતાં જતાં એ ઘંટાને વગાડ્યાસિવાય વાંદરાઓને બીજો ઉદ્યોગજ રહ્યો નહીં. ગામના માણસોએ ત્યાં આગળ વાઘે મારી નાંખેલા મનુષ્યને જોયો અને આ બાજુ ઘંટાનો એક સરખો નાદ થવા લાગ્યો એથી "ઘંટાકર્ણ રાક્ષસ ગુસ્સે થએલો હોઈ તે માણસને ખાઈ જાય છે ને ઘંટા વગાડતો બેસે છે" આવી વાત ગામમાં ફેલાયાથી માણસો તે ગામને છોડી જવા લાગ્યાં. એ ગામમાં કરાલા નામની એક વેશ્યા રહેતી હતી. તેણે વિચાર કર્યો કે આ ઘંટા વેળાકવેળાએ વાગે છે તેથી તે વાંદરા તો નહીં વગાડતા હોયને? આવો વિચાર કરીને તે ઘંટા વાંદરાજ વગાડે છે એવી તેણે પોતાના મનની ખાત્રી કરી લીધી ને રાજાને વિનંતિ કરી કે, મહારાજ, આપ જો થોડુંક દ્રવ્ય ખર્ચવાને તૈયાર હો તો હું ઘંટાકર્ણ રાક્ષસનો નાશ કરૂં. એના કહેવા પ્રમાણે રાજાએ તેને દ્રવ્ય આપ્યું. એણે પર્વતપર જઇને એક વર્તુલાકાર લીંટી દોરીને તેની અંદર ગણપતિ આદી દેવતાની પૂજાનો સુંદર ઠાઠ કર્યો. ને પોતે વનમાં જઇને વાંદરાઓને ગમતાં કેટલાંક ફળો લઇ આવી ને તે પણ ચારે તરફ વેરી રાખ્યાં. એ ફળોને જોતાંજ વાંદરાઓએ ઘંટાને પડતી મૂકી એ ફળોની તરફ મોરચો માંડયો. વાંદરાઓ મનગમતાં ફળો ખાવામાં લીન થયા છે એમ જોઇને તેણે તે ઘંટા ઉચકી લીધી ને ગામમાં લઇ ગઇ. પછી શું પૂછવું! બધાં માણસો તેની મહત્તા ગાવા લાગ્યા. અને તેથીજ કહું છું કે, કેવળ અવાજ સાંભળવાથી ગભરાઇ જવું નહીં.

ત્યાર બાદ સ્તબ્ધકર્ણ નામનો એ સિંહનો ભાઇ ત્યાં આવ્યો તેનું આદરાતિથ્ય કરીને ને તેને બેસાડીને પિંગલક તેને માટે એકાદા જનાવરને મારી આણવા સારૂ નીકળ્યો. ત્યારે સંજીવકે તેને પૂછ્યું. " મહારાજ, આજ મારી આણેલા પશુનું માંસ ક્યાં છે?"

**રાજા:**—તે ક્યાં છે એની દમનક તથા કરટકને ખબર હશે.

**સંજીવક:**—તો પછી તેમની પાસે કંઇ માંસ શિલ્લક છે કે નહીં એની તપાસ તો કરો?

**સિંહ:**—(થોડો વિચાર કરીને) એમની પાસે તે શિલ્લકમ નહીંજ હોય.

**સંજીવક:**—શું કહો છો! આટલું બધુ માંસ તેમણે ખાઇ નાંખ્યું હશે!

**રાજા:**—ખાધું હશે, નકામું કાઢ્યું હશે કિંવા ફેંકી દીધું હશે. તેમનો આ રોજનોજ ક્રમ છે.

**સંજીવક:**—શું આપને પૂછ્યાગાછ્યાવિનાજ તેઓ માંસની આવી વ્યવસ્થા કરી નાંખે છે?

**રાજા:**—હા તેઓ મને કંઇજ જણાવતા નથી.

**સંજીવક:**—એ કંઇ ઠીક નહીં. કારણ, કહ્યુંજ છે કે,

" એકાદા સંકટનું નિવારણ કરવાનું હોય તો માત્ર સેવકોએ મુખત્યારીથી વર્તવાને હરકત નથી. પણ બાકીની બધી બાબતોમાં સેવકોએ ધણીને પૂછ્યા વગર કોઇ પણ બાબત કરવી કામનું નહી."

" અમાત્યની સ્થિતિ તુંબડાના કરેલા કમંડલુના જેવી છે. કમંડલુ જેમ પોતાની પોકળીમાં પુષ્કળ પાણી લે છે અને બહાર માત્ર થોડુંજ કાઢે છે તેના જેવીજ અમાત્યની વર્તણુક હોવી જોઇએ. એક ક્ષણ પણ નકામી ન જાય એને માટે જે ચિન્તા રાખતો નથી તે મૂર્ખ છે. તે પ્રમાણે એક કોડી સુદ્ધાં વ્યર્થ ન ખર્ચાય એને માટે જે દક્ષતા રાખતો નથી તે કંગાલ બને છે."

" જે કોડી કોડીનો સંચય કરીને ખજીનામાં વધારો કરે તેજ ખરો પ્રધાન. કારણ ખજીનો એજ રાજાનો પ્રાણ છે."

રાજાને અંગે આ બધા દોષ સમજવા જોઇએ:—

" ઉડાઉપણું, દેખરેખ રાખવાની બેદરકારી, અન્યાયથી દ્રવ્ય

મેળવવું, દૂર રહેલા અધિકારીઓને ગમે તે કરવાને છુટા મૂકવા, આ બધી બાબતો ખજીનાનો નાશ કરનારી છે."

"આપણી આવક કેટલી છે એનો વિચાર ન કરતાં જે મનમાં આવે તે પ્રમાણે પૈસા ખર્ચે છે તે કુબેરના જેવો સંપત્તિમાન હોય તો પણ કફલ્લગ બન્યા સિવાય રહેતો નથી."

સ્તબ્ધકર્ણ કહે છે:—ભાઈ, તને એક મુત્સદ્દીની વાત કહું છું છે તે સાંભળ. દમનક ને કરટક એ તારા ઘણા દિવસના નોકર છે. એમને જોઇએ તો તું યુદ્ધખાતાના પ્રધાન નીમ. પણ પૈસાનો અધિકાર તેમને ન આપતો. કોની કઈ જગોએ નીમણુક કરવી એ બાબતનો જે શાસ્ત્રાર્થ હું જાણું છું તે કહું છું.

બ્રાહ્મણ, ક્ષત્રિય કિંવા પોતાનો સગો, એમને જવાબદારીના અધિકારપર ક્યારેય પણ નીમવા નહીં. બ્રાહ્મણના હાથમાં એકવાર પૈસો ગયો કે તે નીકળવો બહુ મુશ્કેલ થાય છે. ક્ષત્રિયના હાથમાં ગએલો પૈસો માગવા જતાં તે તલવાર બતાવવા લાગે છે! અને સગાનું તો કહેવુંજ શું? તે તો રાજાનું સર્વસ્વજ હોઇયાં કરી જવાની ઇચ્છા રાખતો હોય છે.'

'ઘણા દિવસનો નોકર હોય અને તેના હાથે કંઇ અપરાધ થાય તો તેને તેની કંઇજ ચિન્તા નથી થતી. માલીકને ઉંદા ભણાવી તે નિર્ભય રીતે વર્ત્યા કરે છે.'

'એકાદાએ આપણાપર ઉપકાર કર્યો હોય અને તેને આપણે અધિકારની જગોએ નીમીએ એટલે તે ઉપકારના જોરઉપર ગમે તે અપરાધ પચાવી શકે છે અને છેવટે માલકને માથે હાથ ફેરવે છે.'

'ખાનગી રીતે મોજમજાહની રમત વગેરે રમવાની બાબતમાં પ્રધાનનો રાજાની સાથે અતિ પ્રસંગ થતો જવાથી તે પોતેજ રાજા બને છે અને અતિ પરિચયને લીધે તે રાજાનીસુદ્ધાં અવજ્ઞા કરવા લાગે છે.'

'અંદરખાનેથી દુષ્ટ, પણ બહારથી ક્ષમાશીલતાનો ઢોંગ કરનારો માણસ મહાભયંકર હોય છે. એ બાબતનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ તે શકુનિ (દુર્યોધનનો મામો) ને શકટાર (નંદરાજાનો પ્રધાન) નાં છે.'

ॐ

'પ્રધાનની સત્તા જામીને તે શ્રીમંત થાય એટલે તે રાજાનાં કહ્યા બહાર જાય છે. ઉત્કર્ષથી કોઇનીયે બુદ્ધિ ફરે છે, આ ડાહ્યાં લોકોએ બાંધી આપેલો સિધાંત અક્ષરશઃ ખરો છે.!

'હાથમાં આવેલું દ્રવ્ય દાબી રાખવું, સરકારી પૈસાની અફરાતફર કરવી, શરમના ભોગ થવું, કામની બેદરકારી કરવી, બુદ્ધિની ઉણપ હોવી, ને એશઆરામમાં વખત કાઢવો એ દોષ પ્રધાનમાં ન હોવા જોઇએ.'

'સરકારી પૈસા ખાઇ જવાની બુદ્ધિ રાખવી, રાજાની કૃપા પોતાનાપર કાયમ છે કિંવા નહીં એ જોવાની બુધિથી રાજાનીઉપર એકસરખી નજર રાખવી, લોકોને રાજી રાખવા સારૂ તેમને ખિતાબ અથવા પદવીઓ આપવી ને પોતાના કામમાં ચુકારપણું કરવું એ એ દોષો પણ પ્રધાનના અંદર હોવા અનિષ્ટ છે.'

'કોઇએ થોડા ઘણા આગ્રહથી પૂછ્યું કે રાજાની ખાનગી વાતોને બહાર ફોડનારા અધિકારીઓ, એ ખરેખરજ દુઃખદાયક નીવડે છે.

'અધિકારીઓ શ્રીમન્ત થાય એટલે તેમનું દ્રવ્ય હરી લેવાના પ્રયત્નો કરવા. ન્હાતી વેળા ભીંજવેલા વસ્ત્રમાંનું પાણી એકવાર નીચોવવાથી કંઇ નીકળી જતું નથી. તેને ઘડીઘડી નીચોવવું પડે છે.'

હે રાજા, આ બધું લક્ષમાં રાખી તે પ્રમાણે વર્તવાથી તારૂં કલ્યાણ થશે.

**સિંહઃ**—તું કહે છે તે ખરૂં છે. પણ આ બન્નેયજણ મારૂં કહેવું સાંભળતાજ નથી.

**સ્તબ્ધકર્ણઃ**—એથી તો બધું બગડયું છે. કારણ,

'રાજાએ આજ્ઞાભંગને કદિપણ સહન ન કરવો. પ્રત્યક્ષ પોતાનો છોકરો આજ્ઞાભંગ કરે તો તેને પણ ક્ષમા ન કરવી. નહીં તો ખરો રાજા ને ચિત્રમાંનો રાજા એમાં ફરક તે શો રહ્યો?

'અભિમાનથી વર્તનારા માણસનો કીર્તિ નાશ પામે છે, જેના વર્તનમાં કંઇ મેળ નથી હોતો તેની મૈત્રી તુટે છે, જેનું ઇન્દ્રિયસામર્થ્ય નષ્ટ થયું હોય છે તેના કુળનો કુનાશ થાય છે, જે

પૈસાને છન્દે લાગેલો હોય છે તેનું ધર્મતરફ લક્ષ રહેતું નથી, વ્યસનમાં સપડાયલા મનુષ્યથી વિદ્વાન થવાતું નથી, કંજુસ માણુસને સુખ કદિ મળતું નથી અને જે રાજાનો મંત્રી નિષ્કાળજી હોય છે તેના રાજ્યનો નાશ થાય છે.'

'ચોરોથી, અધિકારીઓથી, શત્રુઓથી, રાજકૃપાવાળા લોકોથી ને પોતાના લોભથી રાજાએ પ્રજાનું પિતૃવત રક્ષણ કરવું.'

'તો ભાઇ, હું કહું છું તે પ્રમાણે ચાલ. હવે પછી શી શી વ્યવસ્થા કરવી એ મેં તને કહ્યુંજ છે. આ શાકાહારી સંજીવકની ખજીનદારની જગોપર નીમણુક કર.

આ પ્રમાણે પિંગલકે વ્યવસ્થા કરી. અને તેનો તથા સંજીવકનો જીવશ્ચકંઠશ્ચ સ્નેહ બંધાઇ કાળ સુખમાં જવા લાગ્યો. સંજીવકની આગળ પિંગલકને પોતાના સગાંવહાલાંઓ પણ તુચ્છ લાગવા માંડ્યા. પોતાના આશ્રિતોના ઉદરનિર્વાહની ચિન્તાય તેણે છોડી દીધી. આ જોઇને કરટક અને દમનક માંહોમાંહે વિચાર કરવા લાગ્યા. દમનક કરટકને કહે છે, "ભાઇ, હવે શો તોડ કાઢવો? આપણેજ આપણા હાથે પગપર પાણો મારી લીધો છે. તો હવે રડવાથી શો ફાયદો?"

ક્ષણભર વિચાર કરીને તે ફરીથી બોલ્યો:—"આ બન્નેની મૈત્રી મેંજ કરાવી આપી છે. તો હવે તેમનામાં અણબનાવ થાય એવી યુક્તિ પણ મારેજ શોધી કાઢવી જોઇએ." કારણ,

'ચિત્રકાર જે પ્રમાણે એકજ સપાટીપર ઉંચો અને ઉંડો ભૂભાગ બતાવે છે તે પ્રમાણે ચાલાક માણસો ખોટાનું ખરૂં અને ખરાનું ખોટું કરી બતાવવામાં પ્રવીણ હોય છે.'

કરટક:—એ ખરૂં છે. પણ આ બન્નેનો જે નિકટ સ્નેહ બંધાયો છે તેમાં બગાડ કરવો કેવી રીતે શક્ય છે?

દમનક:—એમાં કંઇપણ એવીજ યુક્તિ કરવી જોઇએ. કારણ કહ્યુંજ છે કે,

'યુક્તિથી જે કામ થાય છે તે પરાક્રમથી પણ થતું નથી. યઃકશ્ચિત એક કાગડીએ સોનાના સુતરવડે એક કાળા નાગને ઠાર માર્યો હતો.'

કરટકે "એ શી વાત છે?" એમ પૂછતાં દમનકે તેને નીચેની વાર્તા કહી બતાવી.

---

## વાર્તા પાંચમી.



### કાગડો અને કાળો નાગ.

એક ઝાડ ઉપર કાગડા કાગડીનું એક જોડું રહેતું હતું. એજ ઝાડની બખોલમાં એક કાળો નાગ રહેતો, તે આ કાગડીનાં બચ્ચાંને ખાઇ જતો હતો. તેથી એક દિવસે કાગડીએ કાગડાને કહ્યું કે, "આ ઝાડ છોડીને આપણે બીજે ક્યાંઇ રહેવા જઇએ. આ સાપ કંઈ આપણાં બચ્ચાંને જીવતાં રહેવા દેતો નથી." કારણ કહ્યુંજ છે કે,

"દુષ્ટ સ્ત્રી, લુચ્ચો મિત્ર, સામો જબાબ આપનારો નોકર ને સાપ એ જે ઘરમાં હોય એ ઘરમાં રહેવું એ સાક્ષાત મૃત્યુ જ છે."

આ સાંભળીને કાગડો બોલ્યો, "પ્રિયા, આમ બ્હી નહીં. આજ સુધી મેં આ સાપનો અપરાધ સહન કર્યો. પણ હવે પછી હું એની દયા ખાવાનો નથી."

કાગડી બોલી, "આ સાપ મહા બળવાન છે. એની સાથે લડવું આપણને કેવી રીતે શક્ય છે?"

કાગડે કહ્યું, "ગમે તેમ હો, પણ આમ નિરાશ થવાનું કારણ નથી." કારણ,

"જેને બુદ્ધિ છે તેજ ખરો બળવાન હોય છે. જેને બુદ્ધિ નથી તેને સામર્થ્ય ક્યાંથી આવે? એવડો મોટો હું હું કરનારો સિંહ, પણ એક યઃકશ્ચિત સસલાએ તેનો નાશ કર્યો."

કાગડીએ આગ્રહ કર્યા ઉપરથી કાગડાએ તેને નીચેની વાર્તા કહી.

---



એક દિવસ કાગડીએ કાગડાને કહ્યું કે, "આ ઝાડ છોડીને આપણે બીજે ક્યાંઇ રહેવા જઇએ. આ સાપ કંઇ આપણાં બચ્ચાંને જીવતાં રહેવા દેતો નથી." [ પૃ. ૧૨

# વાર્તા છઠ્ઠી.



## સિંહ અને સસલો.

મંદર પર્વત ઉપર દુર્દાન્ત નામનો એક સિંહ રહેતો હતો. તે એજ ઠેકાણે આજુબાજુમાં રહેનારાં જનાવરોને મારી પોતાની ઉપજીવિકા કરતો હતો. એક દિવસે બધા પશુઓ મળી સિંહ પાસે આવ્યા ને તેને તેમણે અતિશય નમ્રતાથી વિનંતિ કરી કે, ' મહારાજ આપ એકજ વખતે અનેક પશુને નિષ્કારણ શા સારૂ ઠાર મારો છો ? આપ જો અમારૂં કહેલું માન્ય કરશો તો અમે દરરોજ એક એક પ્રાણી આપના ભોજનને માટે મોકલતાં જશું. "

સિંહે તેમને જવાબ આપ્યો, " ઠીક છે. તમે બધા મળીને જો એવી વ્યવસ્થા કરતા હો તો એમાં મને કોઇ જાતની અડચણ નથી. "

આ પ્રમાણે પશુઓએ પોતામાંથી એક પ્રાણીને દરરોજ સિંહને ત્યાં મોકલવો ને સિંહે એનાપર પોતાનો નિર્વાહ કરવો આવો ક્રમ ચાલુ થયો. આમ થતાં થતાં એક દિવસે એક વૃદ્ધ સસલાપર સિંહના ભક્ષ્યસ્થાને જવાની પાળી આવી. તેણે વિચાર કર્યો કે,

' સંકટમાંથી પોતાનો જીવ બચાવવાની આશાથી અયોગ્ય ઉપાય પણ કરવાને કંઇ હરકત નથી. મને ખાવાથી સિંહને સંતોષ થશે. પણ એમ કરવામાં મારો જીવ જવાનો હોવાથી તેનો મને શો ઉપયોગ થાય એમ છે? '

આવો વિચાર કરીને તે ધીમે ધીમે પગલાં ભરતો સિંહની તરફ ગયો. આ બાજુ રોજનો વખત થઇ ગયો હોવાથી સિંહ ભુખથી વ્યાકૂળ થઇ ગયો હતો. તેણે સસલાને પ્રશ્ન કર્યો, "આટલું મોડું કેમ કર્યું ?"

સસલો જવાબ આપે છે, " મહારાજ, અહીં આવવાને મોડું થયું એમાં મારો કંઇજ અપરાધ નથી. હું અહીંયા આવતો

હતો ત્યાં રસ્તામાં મને એક બીજા સિંહે રોકી રાખ્યો. તેથી 'મને અત્યારે જવાદે. મારૂં એક બહુ જરૂરનું કામ છે એટલું કરીને હું તરત પાછે પગલેજ આવું છું.' એવું તેને વચન આપીને મેં મારો જેમતેમ છુટકારો કરી લીધો. ને આપની પાસે આવ્યો."

સિંહ:—એમ કે? તો તારી સાથે મને લઇ જા અને તે સિંહ કયાં છે તે મને બતાવ, એક ક્ષણ માત્રમાં હું તેને લાંબો કરી નાખું.

સિંહનું આ બોલવું સાંભળીને સસલો તેને એક ઉંડા કૂવ આગળ લઈ ગયો. અને કહ્યું કે, મેં જે બીજો સિંહ છે એમ આપને કહ્યું તે આ કૂવામાં રહે છે. મહારાજાએ તેમાં પ્રત્યક્ષજ ડોકાઇને જોવું કે તે દેખાશે.

સિંહે કૂવામાં ડોકાઈ જોયું તો તેને પોતાનુંજ પ્રતિબિમ્બ અંદર દેખાયું. ને તરતજ તેનાપર છાપો મારી તેનો જીવ લેવા સારૂ તેણે ધડ દઇને કૂવામાં ભૂસ્કો માર્યો ને ત્યાં જ તે બિચારો મરી ગયો.

અને તેથી જ કહું છું કે જેને બુદ્ધિ છે તેજ ખરો સામર્થ્ય-વાન છે.

કાગડી:—તમારૂં કહેવું બીલકુલ ખરૂં છે. પણ હવે શું કરવું તે કહો.

કાગડો:—અહીં નજીકમાંજ એક સરોવર છે. ત્યાં એક રાજ-પુત્ર હમેશાં સ્નાન કરવા આવે છે. સ્નાન કરતી વેળા તે પોતાના ગળામાં પહેરેલી સોનાની સાંકળી કાઢીને કાંઠે પડેલી એક શિલા-પર મૂકે છે. આજ તેણે એ પ્રમાણે સાંકળી કાઢીને મુક્યા પછી તું તે સાંકળીને ચાંચવડે ઉંચકી લઇ સાપ રહે છે તે બખોલમાં નાંખી આવજે.

રોજના નિયમ પ્રમાણે રાજપુત્ર સરોવરમાં સ્નાન કરવા આવ્યો ને ગળામાંની સાંકળી પણ કાઢીને પેલી શિલાપર મુકી. કાગડીએ તરતજ તે પોતાની ચાંચવડે ઉપાડી લઇ કાગડાએ કહ્યા-પ્રમાણે સાપની બખોલમાં નાંખી દીધી. આ બાજુ રાજપુત્ર એ સાંકળીનો શોધ કરતાં કરતાં બરાબર પેલી બખોલ પાસે આવ્યો ને ત્યાં આગળ સાપ નજરે પડતાં તેને મારી નાંખ્યો.



સિંહનું આ બોલવું સાંભળીને સસલો તેને એક ઊંડા કૂવા આગળ લઈ ગયો. અને કહ્યું, મેં જે બીજો સિંહ છે એમ કહ્યું તે આ કૂવામાં રહે છે. મહારાજાએ તેમાં પ્રત્યક્ષજ ડોકાઈને જોવું કે તે દેખાશે! [પૃ. ૫૪

અને તેથીજ કહું છું કે, 'યુક્તિથી જે કામ થાય છે તે પરાક્રમથી પણ થતું નથી.''

આ સાંભળી કરટક બોલ્યો, 'એમ છે તો તું મજેથી જા. તને તારા કામમાં યશ મળો !'

ત્યાર બાદ દમનક પિંગલકની પાસે ગયો ને નમસ્કાર કરીને બોલ્યો, ''આપનાપર કંઈપણ ભયંકર સંકટ આવનાર છે, એથી હું આપને યોગ્ય વખતેજ યોગ્ય સલાહ આપવા સારૂ આવ્યો છું.'' કારણું,

'એકાદ કોઇ સંકટમાં સપડાયો કિંવા ભલતાજ માર્ગે જવા લાગ્યો અથવા પોતાનું સમયોચિત કર્તવ્ય કરવામાં વિલંબ કરવા લાગ્યો તો તેના હિતચિંતકે તેને યોગ્ય સલાહ આપવાને તૈયાર થવું જોઇએ.'

'રાજ્યનો ઉપભોગ લેવો એ રાજાનું કામ છે. રાજ્ય ચલાવવું એ કામ તેનું નથી. અને તેથીજ રાજકાર્ય બગાડનારા મંત્રીને દોષ આપવામાં આવે છે.'

'રાજસેવકે પ્રાણત્યાગ કરવો કિંવા પોતાનું મસ્તક છેદી નાખવું પણ રાજાનું રાજ્યહરણ કરવાની બુદ્ધિ રાખનારા માણસની ક્યારેય પણ ઉપેક્ષા કરવી નહીં.'

પિંગલકઃ—મને શી વાત કહેવાની તને ઇચ્છા છે ?'

દમનકઃ—મહારાજ, સંજીવકનું આપની સાથે યોગ્ય વર્તન થતું હોય એમ જણાતું નથી. રાજાપણાનો રૂઆબ, હિંમત ને સારાસાર વિચાર પૈકી કોઇપણ ગુણ મહારાજામાં દેખાતાં નથી, એવી તે હંમેશા અમારી પાસે આવીને આપની નિંદા કરે છે. એટલુંજ નહીં પણ આપનું રાજ્ય પડાવી લેવાનો પણ તેનો વિચાર દેખાય છે.

દમનકનું આ ભાષણ સાંભળીને પિંગલક કંઇક ભયથી ને આશ્ચર્યથી ચકિત થઈ ગયો. તે અવાચક બની ગયો. તેની આવી સ્થિતિ જોઇને દમનકે ફરીથી બોલવું શરૂ કર્યું ''આપણા તમામ પ્રધાનોને તિરસ્કારી કાઢી આપે એકલા સંજીવકના હાથમાંજ બધી સત્તા આપી તેનુંજ આ પરિણામ છે.'' કારણ કહ્યુંજ છે કે,

'રાજા જ્યારે એકજ પ્રધાનના હાથમાં રાજ્ય ચલાવવાની સત્તા આપે છે ત્યારે તે પ્રધાન સાહજિકજ ઉન્મત્ત બને છે, તેનું કામતરફ દુર્લક્ષ્ય થાય છે ને રાજાને ન ગણકારતાં પોતે સ્વતંત્ર થવું આવી ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થાય છે. અને એ ઇચ્છા ઉત્પન્ન થયા પછી રાજદ્રોહી બની રાજાનો જીવ લેવાનેયે તે કમી કરતો નથી.'

'વિષ મેળવેલું અન્ન બહાર ફેંકી દેવું, હાલવા લાગેલો દાંત મૂળમાંથી ખેંચી કાઢવો ને દુષ્ટ પ્રધાનનું મૂળ ખોદી કાઢવું એજ સુખની દ્રષ્ટિએ જરૂરનું હોય છે.'

'જે રાજા એકજ પ્રધાનઉપર રાજ્યની તમામ જવાબદારી નાંખે છે એ રાજાની સ્થિતિ, આ પ્રધાન સંકટમાં આવી પડતાં, માર્ગ બતાવનારા ભોમિયાને અભાવે લાચાર થઇ પડેલા આંધળાના જેવી થાય છે.'

'સંજીવક કોઇપણ બાબતમાં આપને પૂછતો નથી, મનમાં આવે તેમ વર્તે છે. આ સ્થિતિ કંઇ સારી નથી. ખરો પ્રકાર આપના કાન ઉપર આણવો એ મારૂં કર્તવ્ય હતું તે મેં બજાવ્યું છે. હવે પછી શી વ્યવસ્થા કરવી એ નક્કી કરવાનો અધિકાર મહારાજનો છે. મને માત્ર એટલી ખબર છે કે,

'ધનનો લોભ ન હોય એવો પુરૂષ આ દુનિયામાં મળવો શક્ય નથી. બીજાની સુંદર સ્ત્રી સામે ઉત્સુકતાથી ન જુવે એવો મનુષ્ય મળી શકશે કે?'

આ બધું સાંભળી લઇ થોડોક વિચાર કર્યા જેવું બતાવી સિંહે જવાબ આપ્યો.

'દમનક, તું કહે છે તેવી સ્થિતિ હશે કદાચિત્. પણ સંજીવકનો ને મારો સ્નેહ કંઇ જેવો તેવો નથી એ તું જાણેજ છે.' તુંજ જો કે,

'આપણને પ્રિય હોય એવા માણસને હાથે કંઇપણ સારૂં-નરસું બને તોપણ તે આપણને પ્રિયજ હોય છે. શરીરમાં કેટલાક દોષ હોય તોપણ પોતાનું શરીર કોને પ્રિય નથી હોતું?"

'પ્રિય માણસે અપ્રિય કૃત્યો કર્યાં હોય તોપણ તે આપણને

પ્રિય જ હોય છે. અગ્નિએ ઘરમાંની તમામ વસ્તુઓને બાળી રાખ કરી નાંખી હોય તો પણ તેની સાથે વેર કરવાને કોઇ પણ તૈયાર થાય છે કે ?'

દમનકઃ—એ જ તો આપ ભૂલો છો. કારણ,

'છોકરાપર, પ્રધાનપર કિંવા એકાદા ત્રાહિતપર–કોઈનાયે ઉપર રાજાની કૃપા થઇ કે તેનાપર લક્ષ્મીની સદ્ધાં કૃપા થાય છે.'

વળી એ પણ ધ્યાનમાં રાખો કે,

'મનને ન ગમનારૂં પણ ખરેખર હિતકર એવું ભાષણ છેવટે સુખાવહ જ ઠરે છે. જ્યાં આગળ આવું ભાષણ કરનારાની ને એ સાંભળી લેનારાની જોડી મળે છે ત્યાં આગળ જ સંપતિ મોટા આનંદથી રહે છે.

આપે આપના બધા જૂના નોકરોને બાજુએ કાઢી આ ચોરની મહત્તા વધારી દીધી એ કંઇ આપે સારૂં કર્યું નથી.

'જૂના નોકરોને કાઢી મૂકી રાજાએ નવાં માણસોને કદિ પણ પાસે ન રાખવાં જોઇએ. આમ કરવું એ દોષાસ્પદ છે. કારણ એથી રાજ્યની ઘડી બગડી જાય છે.'

'તું કહે છે તેવું જો ખરેખર જ હોય તો તે મહા આશ્ચર્ય જ છે. કારણ તેને મેં અભયવચન આપીને અહીં આણ્યો અને તેનું પ્રેમથી પાલનપોષણ કર્યું આવી સ્થિતિમાં તેના હાથે દગલબાજી થવી શકય નથી.'

દમનક બોલ્યો, 'મહારાજ, દુષ્ટ માણસ હમેશાં કેટલીય સારી રીતે વર્તે તો પણ તેના હાથે સરળપણાનું વર્તન થવું કયારેય શકય નથી. કેટલુંય માલીશ અને મર્દન કરવામાં આવે તોય કૂતરાંની પૂંછડી કદિ પણ સરળ થતી નથી.'

'કૂતરાની પૂંછડીને તેલથી ચોળીએ, શેકીએ ને દોરીવડે બાર વર્ષપર્યન્ત તાણીને બાંધી રાખીએ છતાં છોડયા પછી તો તે પુનઃ પહેલાંની પેઠે વાંકીને વાંકી જ રહે છે.'

'દુષ્ટ માણસને ખાવાપીવા આપી ઉછેર્યો હોય કિંવા તેને કેટલાય આદરસત્કારથી રાખ્યો હોય તો પણ તેની પ્રીતિ આપણા ઉપર થશે એવી આશા રાખવી વ્યર્થ છે. ઝેરી ઝાડને અમૃત સીંચવાથી પણ શું તેને મીઠાં ફળો આવવાં શકય છે કે ?'

આપના હિલોજાન દોસ્તની વિરૂદ્ધ મારૂં આવું બોલવું આપને ગમવાનું નથી. પરંતુ

'જેનો પરાભવ ન થાય એવી આપણી ઇચ્છા હોય તેને હિતની સલાહ વગર માગે પણ આપણે આપવી જોઇએ. સારા માણસો એજ માર્ગે વર્તતા આવ્યા છે. એનાથી વિપરીત વર્તન કરવું તદ્દન ગેરવ્યાજબી છે.'

'સંકટમાંથી જે આપણું સંરક્ષણ કરે છે તેજ ખરો જીગરનો દોસ્ત. જે બધી રીતે શુદ્ધ હોય છે તેજ ખરૂં સત્કૃત્ય. જે પતિની ઇચ્છાનુરૂપ વર્તે છે તેજ ખરી સ્ત્રી. જેને સારા લોક પ્રેમપૂર્વક સત્કારે છે તેજ ખરો બુદ્ધિમાન. જેના યોગે અભિમાન ઉત્પન્ન થતું નથી તેજ ખરી સંપત્તિ. લોભથી જે મુક્ત થયો તેજ ખરો સુખી. અંદર એક ને બહાર એક એવું જેનું વર્તન નથી હોતું તેજ ખરો સ્નેહી. જે ઇન્દ્રિયોના તાબામાં જતો નથી તેજ ખરો પુરૂષ.'

આટલા ઉપર પણ મહારાજ જો સંજીવકના સંકટમાંથી પોતાની મુક્તતા ન કરી લે તો એનો દોષ મારા જેવા સેવકનીપર રહેવાનો નથી. કારણ,

'કેવળ મોજમજાહ ને ચેનબાજીમાં નિમગ્ન થઇને રાજા યોગ્ય કયું ને અયોગ્ય કયું, હિતકર શું ને અહિતકર શું, એને માટે ચિન્તા ન રાખતાં ઉન્મત્ત હાથીની પેઠે સ્વચ્છંદે વર્તે છે અને પોતાના હાથે પોતાના પગપર દુઃખનો પત્થર પાડી લે છે. આમ થાય એટલે એ પોતાની ભૂલનુંજ ફળ છે એવો વિચાર ન કરતાં તે એની તમામ જવાબદારી સેવકના ઉપર નાંખવાને પ્રવૃત્ત થાય છે.'

પિંગલકઃ—( સ્વગત ) 'એકના અપરાધને માટે બીજાનો દંડ કરવો એ સર્વથા અનુચિત છે. વસ્તુસ્થિતિ શી છે એની જાતે ખાત્રી કરી લીધા પછીજ રાજાએ કોને શાસન કરવું કિંવા કોનું સન્માન કરવું એ નક્કી કરવું જોઇએ.'

'મનુષ્યના ગુણાવગુણને માટે પોતાની ખાત્રી ન કરી લેતાં તેનું સન્માન કરવું કે શાસન કરવું એ ગાફલપણાથી સાપના મ્હોંમા હાથ નાંખીને પોતાના નાશની જ તૈયારી કરવા જેવું છે.'

પિંગલકઃ—( પ્રગટ ) તો પછી સંજીવકને એવી રીતે ન વર્તવાની તાકીદ આપું કે?'

દમનક:—ના, ના, એમ ન કરતા. એમ કરવાથી તો બધુંજ કામ બગડશે.

'આપણી આ બધી મસલત ગમે તેમ કરીને પણ ગુપ્ત રાખવી જોઇએ. તે જરા જેટલી પણ બહાર ફુટવી કામનું નહીં. બહાર ફુટી કે તે નિષ્ફળ ગઇજ સમજો.'

'કોઇની પાસેથી કંઈ લેવું હોય અથવા કોઇને કંઇ આપવાનું હોય, કિંવા જરૂરનું કામ કરવાનું હોય તો તે તાબડતોબ કરવું જોઇએ. તેમ ન કરવાથી વિલંબના યોગે તેમાંનું તમામ સ્વારસ્ય ચાલ્યું જાય છે.'

તો તેને તાકીદ વગેરે આપવાની ભાંજગડમાં આપ ન પડો. જે કરવાનું હોય તે તાબડતોબ કરી નાંખવું. પછી એ બાબતમાં કેટલોય પ્રયત્ન કરવો પડે તોપણ હરકત નહીં.'

'મસલત ગુપ્ત હોય તોપણ તેની સ્થિતિ એકાદા યોદ્ધાના જેવી હોય છે. યોદ્ધાના શરીરપર બખ્તર હોય છતાં લડાઇના મેદાનપર તેનાથી સ્વસ્થપણે ઉભું રહી શકાતું નથી. કોણ ક્યારે પોતાના પર બાણ ફેંકીને પ્હેરેલા બખ્તરને કાણું પાડશે એનો જેમ ભરૂંસો હોતો નથી તે પ્રમાણેજ પોતે ષટકર્ણી થશે કે શું એવી ગુપ્ત મસલતને પણ બ્હીક લાગતી હોય છે. તો મસલત પ્રમાણે તાબડતોબ યોજના કરવી એજ ઠીક.'

સંજીવકનો દોષ આપના લક્ષમાં આવ્યો છે તો તેનો તે દોષ કાઢી નાંખવાનો પ્રયત્ન કરીને તેની સાથે સમજુત કરવી એ અયોગ્ય છે. જે મિત્ર એકવાર આપણી સાથે દગો રમ્યો તેની સાથે ફરીથી સ્નેહ કરવા ઇચ્છવું એ મૃત્યુનેજ આમંત્રણ આપવા જેવું છે.

સિંહ:—તે બિચારો મારૂં શું કરવાનો છે.?

દમનક:—મહારાજ, એમ ન કહો. યઃકશ્ચિત એક ટીટોડીએ સમુદ્રને ત્રાય ત્રાય કરાવ્યું હતું.

'એ શી કથા છે?' આમ સિંહે પૂછ્યા ઉપરથી દમનકે તેને નીચેની વાર્તા કહી.

---

# વાર્તા સાતમી.

—०×०—

## ટીંટોડી અને સમુદ્ર.

દક્ષિણ સમુદ્રને કિનારે એક ટીંટોડો ને ટીંટોડી રહેતાં હતાં. ટીંટોડીનો પ્રસૂતિકાળ નજીકમાં આવતાં તેણે પોતાના ધણીને કહ્યું, "સુવાવડને માટે યોગ્ય એવું એક ગરબડવિનાનું શાન્ત સ્થળ શોધી કાઢો." ટીંટોડાએ જવાબ આપ્યો કે, "પ્રિયા, આ સ્થળ શું ખરાબ છે? અહીંજ તું તારાં ઈંડાં મૂક." આ સાંભળી ટીંટોડીએ કહ્યું, "અહીં આગળ સમુદ્રના મોજાં. આવીને અથડાય છે તો તેમાં મારાં ઇંડાં ખેંચાઇ જાય." ટીંટોડાએ જવાબ આપ્યો કે, "હું કંઇ એમ સમુદ્રથી ડરી જાઉ-એવો નથી. સમુદ્રની મારા આગળ શી વીશાત છે?" ટીંટોડીએ હસીને જવાબ આપ્યો, "સમુદ્રમાં ને આપનામાં જમીન આસ્માનનું અંતર છે." કહ્યુંજ છે કે,

'ભલતાજ કામમાં હાથ ઘાલવો, સ્વજનની સાથે વિરોધ કરવો, બળવાનની સાથે સ્પર્ધા કરવી અને સ્ત્રીઓ ઉપર વિશ્વાસ રાખવો, એ ચાર મૃત્યુના દરવાજાજ છે.'

આવી તેણે યોગ્ય સલાહ આપી પણ તે બિચારીનું સાંભળે કોણ? છેવટે તે એજ જગોએ વીઆણી. વીઆતાં પહેલાં એ ટીંટોડી ને ટીંટોડા વચ્ચે થએલો સંવાદ સમુદ્રે સાંભળ્યોજ હતો. ટીંટોડો આટલા બધા અભિમાનમાં છે તો તેને પોતાના સામર્થ્યનો થોડો પ્રભાવ બતાવવો એવો વિચાર કરીને સમુદ્ર એક મોજાં સાથે ટીંટોડીના ઈંડાંને ખેંચી ગયો. આવી રીતે પોતાનાં ઈંડાંનો નાશ થએલો જોઇને બિચારી ટીંટોડીને પારાવાર દુઃખ થયું ને તે શોક કરવા લાગી. "પ્રાણનાથ, મારા ઉપર દુર્ધર પ્રસંગ આવ્યો! મારાં ઈંડાં સમુદ્રમાં તણાઇ ગયાં." તેનું આ રડવું સાંભળીને ટીંટોડો બોલ્યો, "પ્રિયા, આમ બ્હી નહીં. હું હરપ્રયત્ને તારાં ઈંડાં પાછાં લાવું છું." આમ કહીને તેણે તમામ પક્ષીઓને એકઠાં કર્યાં ને તેમને લઇને તે પક્ષ્યાધિરાજ ગરૂડ પાસે ગયો. ને બનેલી બધી હકીકત તેણે ગરૂડના કાનપર નાંખી. "મારો કશોએ

અપરાધ નહોવા છતાં સમુદ્રે મારૂં વિનાકારણ નુકસાન કર્યું." આમ તેણે ગરૂડને કહ્યું, તેથી ગરૂડે વિષ્ણુને ફરિયાદ કરી, આથી વિષ્ણુએ ટીંટોડીના ઇંડાં પાછા આપવા માટે સમુદ્રને આજ્ઞા કરી. વિષ્ણુનીજ તે આજ્ઞા. તેથી સમુદ્રે તાબડતોબ તે ઇંડા ટીંટોડીને સ્વાધીન કર્યાં.

આ વાર્તા સાંભળીને રાજા બોલ્યો, "તે મારા ભૂંડામાં છે એ તું શા ઉપરથી કહે છે? એને માટે તારી પાસે કંઇ પુરાવો છે કે?" આ સાંભળી દમનક બોલ્યો, "તે હમણાં ભડકેલાની જેમ પોતાનાં શીંગડા માંડીને આપને માથું મારવાને દોડતો આવશે ત્યારે હું કહું છું તેનો આપોઆપજ પુરાવો મળશે."

આ પ્રમાણે સિંહને કહી દમનક સંજીવકની પાસે ગયો. સંજીવકને જોતાંજ ચહેરાપર આશ્ચર્ય બતાવીને તે ધીમે ધીમે પગલાં ભરતો તેની પાસે જઇને બેઠો. ત્યારે "કેમ મિત્ર, સર્વ કંઈ ઠીક છે ને?' આમ સંજીવકે તેને પૂછ્યું. દમનકે જવાબ આપ્યો ' અમારા જેવા પરાવલંબી નોકરોને ઠીક ક્યાંથી હોય?" કારણ કહ્યુ જ છે કે,

'રાજસેવકોની સંપત્તિ સર્વસ્વી પરાધીન હોય છે. તેનાં ચિત્તને કદિ પણ શાન્તિ હોતી નથી. પોતાના પ્રાણુનોએ તેનાથી ભરૂંસો રાખી શકાતો નથી.'

સિવાય,

'પાસે પૈસાની માયા થઇ એટલે ગર્વથી કોણ અક્કડરાવ નથી બનતો? વિષયોપભોગના છંદમાં પડેલા માણસના દુઃખનું કદિ છેવટ આવે છે કે? આ જગતમાં સ્ત્રીઓએ જેની નિરાશા કરી નથી એવો મનુષ્ય મળશે કે? રાજાની કૃપા કોઇનીપર કદિ કાયમની ટકી છે કે? મૃત્યુના તડાકામાંથી કોઇનો છુટકારો થયો છે શું? યાચક મોટી પ્રતિષ્ટાએ પહોંચ્યો હોવાનું જાણ્યું છે કે? એકવાર દુષ્ટ માણસની જાળમાં સપડાયલો માણસ કદિ સુખરૂપ બહાર આવ્યો છે કે?'

આ સાંભળીને સંજીવક બોલ્યો "તારા આ સંદિગ્ધ બોલવાનો મને કંઇજ અર્થ સમજાતો નથી. સ્પષ્ટ કહે તો કંઇ સમજાય."

દમનક જવાબ આપે છે, "નશીબજ જ્યાં ફર્યું છે ત્યાં હવે કહું પણ શું ? તુંજ જો કે મારી ગતિ કેવી થઇ છે ?"

'સમુદ્રમાં ડૂબનારા માણસને સાપનો આશ્રય મળે. તેનો ઉપયોગ કરી લે તોએ પંચાત ને ન કરે તોએ પંચાત. આવી જેમ તેની સ્થિતિ થાય છે તદ્દતજ મારી સ્થિતિ થઈ છે.'

'એક બાજુ રાજાનો મારા પરથી વિશ્વાસ ઉઠી ગયો. બીજી બાજુ મિત્રઉપર નાશનો સમય આવ્યો. આવા દુઃખ-સાગરમાં પડવાથી શું કરવું ને ક્યાં જવું એનીજ મને ગમ પડતી નથી.'

આમ કહીને તેણે ઉંડો નિઃસાસો મૂકયો. ત્યારે સંજીવક બોલ્યો, "તારા મનની બધી વાત મને ખુલ્લી રીતે કહેશે તોજ મારાથી તને કંઇ સાહાય્ય કરી શકાશે કે નહીં એનો મારાથી વિચાર થઇ શકશે.'

આ સાંભળીને દમનક, એકાદિ અત્યંત ગુપ્ત વાત કહેવા પ્રમાણે ડોળ કરીને ધીમેથી તેને કહે છે, "તારી બાબતમાં મહારાજાનું મન બીલકુલ બગડી ગયું છે. તેમણે મારી પાસે કહ્યું કે, પોતાના પરિ-વારમાં ઉત્પન્ન થએલો અસંતોષ દૂર કરવાને માટે સંજીવકને ઠાર મારવાની જરૂર છે."

આ સાંભળી સંજીવકને અર્થાતજ બહુ દુઃખ થયું. તે જોઇને દમનક આગળ બોલ્યો, આમ દુઃખ કરવાનો શો ઉપયોગ. આવેલા પ્રસંગમાંથી પાર પડવાને કંઇ પણ તોડ કાઢવો જોઇએ."

સંજીવકે ક્ષણવાર વિચાર કર્યો ને તે પોતાના મનમાંજ બોલ્યો, ડાહ્યા લોક કહે છે તે બીલકુલ ખરૂં છે. કારણ,

સ્ત્રીઓ એ જે પ્રમાણે દુષ્ટ માણસોનેજ વશ થાય છે, તે પ્રમાણે રાજા લોકને નાદાન માણસોજ પ્રિય હોય છે. દ્રવ્ય કંજુસ માણસનોજ આશ્રય શોધે છે. અને દેવ પર્વત ઉપરજ વરસાદ પાડે છે.'

'તરૂણ સ્ત્રીઓની આંખમાં આંજેલું કાજળ જે પ્રમાણે શોભાયમાન દેખાય છે તે પ્રમાણે દુર્જન લોક એ જેમનો આશ્રય કરે છે તેમના મોટાપણાને લીધેજ ખુલતા દેખાય છે.'

સંજીવક વળી થોડો વિચાર કરીને બોલ્યો, "હર, હર, કેવો આ મારાપર પ્રસંગ આવ્યો !"

'રાજાને સંતોષ થાય એટલા સારૂ કેટલોએ પ્રયત્ન કરવામાં આવે તોપણ તે પ્રસન્ન થતો નથી એમાં કંઇ આશ્ચર્ય નથી. પણ મારૂં બધુંજ વિચિત્ર છે. મેં રાજાની મનોભાવે સેવા કરી પણ એથી મારાથી તેમની કૃપા તો મેળવી શકાણી નહીંજ, પણ ઉલટું તેજ મારૂં વેર માત્ર કરવા લાગ્યો !'

મને આ જે અનુભવ આવ્યો તે ખરેખર જ એક અજબ છે. કારણ,

'કોઈ કંઇ કારણથી આપણાપર ગુસ્સે થાય તો તેનું તે કારણ દૂર કરી તેનો ગુસ્સો કાઢી શકાય છે, પણ જેનો આપણા ઉપર નિષ્કારણ કોપ થાય છે તેનું સમાધાન કેવી રીતે કરવું ?'

રાજાનું મેં શું અહિત કર્યું છે ? અથવા બીજાને નિષ્કારણ ત્રાસ આપવો એ રાજા લોકોનો સ્વભાવ જ છે એમ કહેવાય છે તેજ ખરૂં.

**દમનકઃ**—બીલકુલ ખરૂં બોલ્યો. રાજાઓની એવીજ સ્થિતિ હોય છે. કારણ,

'ડાહ્યા અને પ્રેમળ માણસોએ રાજાનું હિત કર્યું હોય તોપણ રાજા તેમનો દ્વેષ કરે છે. ઉલટું, રાજાનું અહિત કરનારાં માણસો તેના ગળાના તાવીત બને છે. જેમનાં મનમાં અનેક ભાવનાઓનો ખેલ એકસરખો ચાલુ હોય છે તેમનાં ચરિત્રનું શું પૂછવું ? સેવાધર્મ એ બહુ કઠિણ છે. મોટા મોટા યોગી લોકોને સુદ્ધાં તે સમજાય એવો નથી એમ જે કહે છે તે અક્ષરશઃ ખરૂં છે.'

'દુષ્ટ માણસપર કેટલાય ઉપકાર કર્યા હોય તોપણ તે વ્યર્થ જાય છે. ગધેડાની આગળ ગીતા વાંચવાથી તેનો કંઇજ ઉપયોગ થતો નથી. જે કહ્યાપ્રમાણે સાંભળતો નથી તેને આપેલો ઉપદેશ ઉંધા ઘડા પર નાંખેલા પાણીની પેઠે નિષ્ફળ થાય છે. મૂર્ખ માણસને બુદ્ધિની કેટલીયે બક્ષીસ હોય તોપણ તે હોવા છતાં નહોવા જેવીજ થાય છે.'

'ચંદનના વૃક્ષને સુવાસ હોય છે પણ તેનાપર સર્પો આશ્રય કરીને રહેલા હોય છે. પાણીમાં કમળો હોય છે પણ તેની બરોબર

માં મગરો પણ રહે છે. સદ્‌ગુણોનો ઉપયોગ લેવાનું ઇચ્છીએ તો તેનો નાશ કરવાને દુષ્ટ લોક ટાંપી રહેલા હોય છે. એકંદરે સુખના માર્ગમાં વિઘ્નો એ અવસ્ય હોય છે જ.'

'મૂળમાં સર્પ રહે છે, ફુલોની આસપાસ ભમરાઓ ભ્રમણ કરતા હોય છે, ડાળીઓ ઉપર વાંદરા કુદકા મારતા હોય છે, ઉપલા ભાગપર રીંછોનો હલ્લો થતો હોય છે. ચંદનના ઝાડનો એવો એક પણ ભાગ નથી કે જેને દુષ્ટ અને હિંસક પ્રાણીઓનો ઉપસર્ગ પહોંચતો ન હોય.'

આપણા મહારાજાનું પણ એ પ્રમાણેજ છે. તે બોલવામાં બહુ મીઠા છે પણ તેમના હૃદયમાં હલાહલ વિષ છે.'

'કોઇ આવે તો તેનું દૂરથીજ હાથ ઉંચકીને સ્વાગત કરવું, આંખમાં પ્રેમાશ્રુ આણવાં, પોતાનું અરધું આસન બેસવાને આપવું, ઘટ્ટ અલિંગન આપવાને તૈયાર થવું, કુશળ પ્રશ્ન પૂછવામાં ખૂબ લાગણી બતાવવી, બહારથી આ બધો દેખાવ બેમાલુમ રીતે કરવો, પણ અંતઃકરણમાં જોઇએ તો બધું વિષજ ભરેલું. દુર્જન લોક આ અપૂર્વ નાટકી આવિર્ભાવ કયાંથી શીખી આવ્યા છે કોણ જાણે.'

'મહાસાગર ઓળંગીને જવું હોય તો એને માટે નાવ કામમાં આવે છે, દિવાની સહાયતાથી અંધારાનો નાશ થાય છે, પવન બંધ પડયો હોય તો પંખાવડે પવન લઈ શકાય છે, મદોન્મત્ત હાથીને અંકુશવડે કબ્જામાં રાખી શકાય છે. આ પ્રમાણે બ્રહ્મદેવે પ્રત્યેક અડચણને માટે કંઇ પણ ઉપાય યોજી રાખેલો છે. પણ દુષ્ટ માણસની ચિત્તવૃત્તિમાં ફેરફાર કરવાનો ઉપાય શોધી કાઢવાના કામમાં બ્રહ્મદેવને સુદ્ધાં હાથ ખંખેરવા પડયા હોવાનું દેખાઈ આવે છે.'

દુઃખથી નિસાસો નાંખતા સંજીવક બોલ્યો, "હાય હાય, મારા જેવા ઘાસખાઉ પ્રાણીને પણ ઠાર મારવાની સિંહને બુદ્ધિ થઇને!"

'બન્નેની પાસે સરખોજ પૈસો છે, ને બન્નેનું શરીરસામર્થ્ય પણ સરખું છે, એવા બરોબરીના પ્રાણીઓમાં વૈર બંધાય તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. પણ ઉપલી બન્ને બાબતોમાં જ્યાં જમીન

આસમાનનું અંતર છે ત્યાં સુદ્ધાં વિતુષ્ટ ઉત્પન્ન થાય એ ખરેખરજ આશ્ચર્ય છે.'

પુનઃ વિચાર કરીને તે બોલ્યો, "રાજાનું મન મારી બાબતમાં આવું કોણે ભ્રષ્ટ કર્યું એ સમજાતું નથી રાજાનું મન એકવાર ફર્યું કે તેની સાથે સદાસર્વદા સંભાળીને જ વર્તવું પડે છે."

'કાચનું વાસણ એકવાર ફુટયું કે તે જેમ ફરીથી સાંધી શકાતું નથી તે પ્રમાણેજ રાજાનું મન એકવાર કલુષિત થયું કે તેને ઠેકાણાપર આણવું શકય નથી હોતું.'

'વજ્ર અને રાજતેજનો પ્રભાવ બહુ ભયંકર હોય છે. વજ્ર એ એક ઠેકાણેજ પડીને જે વિધ્વંસ કરે તે કરે, પણ રાજતેજ એ ચારે તરફ ફેલાઇને પોતાનો પ્રતાપ બતાવે છે.'

હશે. આવી સ્થિતિમાં યુદ્ધ કરીને મરણ આવેલું સારૂં, પણ તેની આજ્ઞામાં વર્તવું એ દરેક રીતે હીણપવાળું છે.

'યુદ્ધમાં મરણ આવે તો સ્વર્ગપ્રાપ્તિ થાય છે. શત્રુને ઠાર મારી શકાય તો સુખ ભોગવવાને મળે છે. એકંદરે ગમે તે બાજુ લઇએ તોપણ શૂર પુરૂષને શ્રેયસ્કરજ સ્થિતિ પ્રાપ્ત થાય છે. આવી પરિસ્થિતિ બીજી કોઇપણ બાબતમાં નથી હોતી.'

મારી સ્થિતિ તો યુદ્ધ કરવાને બધી રીતે અનુકૂળ એવી છે. કારણ,

'જ્યાં યુદ્ધ ટાળવાથી મૃત્યુ એ ખાસ રાખી મૂકેલું છે અને યુદ્ધ કરવાથી જીવને અપાય થવાનો સંભવ હોય તોપણ પ્રસંગવિશેષે જીવ બચવાનીએ આશા હોય છે ત્યાં યુદ્ધને માટે ઉભા રહેવુંજ શ્રેયસ્કર છે એવો શાણા લોકોનો અભિપ્રાય છે.'

'યુદ્ધ ન કરવાથી હિત થવાની કંઇ આશા દેખાતી નહોય ત્યારે શત્રુની સાથે યુદ્ધ કરતાં કરતાં મરવું એજ વધુ હિતાવહ છે. એવોજ વિચારથી ડાહ્યો માણસ વર્તે છે.'

'જય મળે તો લક્ષ્મીનો લાભ થાય છે, મૃત્યુ આવે તો અપ્સરાઓની પ્રાપ્તિ થાય છે. આ દેહ ક્ષણમાં નાશ પામનારો છે તો મરણની કિંવા યુદ્ધની એટલી બધી ચિન્તા કરવાનું કંઇજ કારણ નથી.'

આવો વિચાર કરીને સંજીવક બોલ્યો, "મિત્ર, મારો જીવ લેવાનો તેનો હેતુ છે એ જાણવાને કંઇ સાધન છે કે?"

દમનકઃ—હા, પિંગલકે પોતાની પૂંછડી ઉંચી કરી, પોતાના પંજા ઉંચા કર્યા, મ્હોં ફાડીને તારા તરફ જોયું કે તું તારૂં પરાક્રમ હોય તો તે બતાવજે. જરાએ ગભરાયા જેવું બતાવતો નહીં.

'પ્રાણીનામાં કેટલુંયે સામર્થ્ય હોય પણ જો બાણેદારપણું ન હોય તો તેની ગમે તે માણસ અવહેલના કરે છે. ભસ્મ એ પવિત્ર છે પણ તેમાં તેજ ન હોવાથી તેનાપર સૌકોઇ નિઃશંકપણે પગ મૂકીને જાય છે.'

પણ જો, આ બધું બીલકુલ ગુપ્ત રીતે થવું જોઇએ. નહીં તો આપણુ બેઉનાં સોએ વર્ષ પૂરાં થશે!

સંજીવકને આવી રીતે પઢાવીને દમનક કરટકની પાસે ગયો. કરટકે તેને પૂછ્યું, "આપણો વ્યૂહ કેટલા પ્રમાણમાં સફળ થયો?" દમનકે જવાબ આપ્યો, "કેટલા પ્રમાણમાં એમ શું પૂછે છે? એ બન્નેમાં અચ્છી રીતનું વિતુષ્ટ આણ્યું છે." કરટક બોલ્યો, "તેં આ નારદકળા બરાબર રીતે કરી હશે એમાં સંશય શાનો?" કારણ,

'દુષ્ટ લોકોને શું કદિ કોઈ મિત્ર હોય છે કે? યાચના કરવાથી કોણ ગુસ્સે થતું નથી? દ્રવ્યથી કોને મદ ચડતો નથી? દુષ્કૃત્ય કરવાના કામમાં કોણ પંડિત નથી હોતો?"

'ધૂર્ત લોક પોતાનું કલ્યાણ થાય એટલા સારૂ શ્રીમન્ત લોકોને ખરાબ માર્ગે ચડાવે છે. અને અગ્નિ જે પ્રમાણે જેની સાથે સંસર્ગ થાય તેને ભસ્મ કરી નાંખે છે તે પ્રમાણે દુષ્ટોનો સંસર્ગ થાય એટલે નાશ થવાને કેટલી વાર?'

ત્યાર પછી પિંગલકની પાસે જઇને દમનક બોલ્યો, "મહારાજ, તે દુર્બુદ્ધિ રાખનારો પ્રાણી હમણાં અહીં આવશે તો તૈયારીમાં રહો." દમનકનું આ કહેવું સાંભળતાંજ સિંહ પૂંછડી ઉંચી કરીને પંજા ઉંચકી મ્હોં ફાડીને ઉભો રહ્યો.

સિંહનો એ પવિત્રો જોઇને સંજીવક પણ તેના ઉપર ધસી જવાની તૈયારીથી ઉભો રહ્યો. થોડાજ વખતમાં બન્નેની વચ્ચે ઝપા-

ઝપી થઇ ને સિંહે સંજીવકને ઠાર માર્યો. પોતાનો સેવક જે સંજીવક તેને ઠાર મારીને સિંહ હેઠે બેઠો ને બોલ્યો, "કેવું મેં આ ભયંકર કામ કર્યું ?"

'રાજાને રાજ્યનો પોતાને માટે કંઇજ ઉપયોગ થતો નથી. રાજ્યનો ઉપભોગ બીજા જ લે છે. સિંહ પોતે હાથીનો વધ કરીને માત્ર પાપનો ધણી થાય છે. તે પ્રમાણેજ ધર્મનિષિદ્ધ કર્મ કરવાથી રાજા સુદ્ધાં પાપનો ધણી થાય છે. હાથીના દાંત, હાડકાં, વગેરેનો બીજાને જ ઉપયોગ થાય છે પણ એના વધનું પાતક માત્ર સિંહને લાગે છે, તદ્દતજ રાજાની સ્થિતિ છે.'

'એકાદો પ્રાન્ત પોતાના હાથમાંથી ગયો અને બુદ્ધિમાન સેવકે પ્રાણ ગુમાવ્યો, આ બે બાબતોમાંથી સેવકના મૃત્યુને લીધે રાજાને મરણપ્રાય દુઃખ થાય છે. કારણ ગએલો પ્રાન્ત ફરીથી મેળવી શકાય છે પણ સેવક ફરીથી મેળવી શકાતો નથી."

આ સાંભળીને દમનક બોલ્યો, "શત્રુને ઠાર માર્યા પછી શોક કરતાં બેસવું એ આપનો વર્તનક્રમ ખરેખરજ અજબ કહેવો જોઇએ." ડાહ્યા લોકોનું એવું કથન છે કે,

'આપણા જીવ ઉપર ઉઠેલો પોતાનો બાપ હોય, ભાઇ હોય, પ્રત્યક્ષ છોકરો હોય કે દિલોજાન દોસ્ત હોય તોપણ પોતાનું કલ્યાણ ઇચ્છનારા રાજાએ તેમને ઠાર મારવા જ જોઇએ!"

'ધર્મ ધન અને પ્રેમનું ખરૂં તત્ત્વ જેને સમજાયું છે તેણે દયાને આધીન થવું કદિપણ શ્રેયસ્કર નથી. હમેશાં ક્ષમાશીલતા રાખવાનું વ્રત પાળનારાને હાથમાં આવેલું અન્ન પણ ખાવાનો સોઇ રહે નહીં !'

'મિત્ર હો કિંવા શત્રુ હો, બન્નેને માટે સરખી જ ક્ષમાશીલતા રાખવી એ સાધુને અંગે ભૂષણ છે. પણ જેમણે અપરાધ કર્યો છે એવા પ્રાણીઉપર દયા કરવી એ રાજાને અંગે દૂષણ મનાય છે !'

'રાજ્યલોભ અને અહંકારથી જે પોતાના ધણીની પદવી ખુંચી લેવા ઇચ્છે છે તેને મરણ સિવાય બીજું પ્રાયશ્ચિત નથી !'

'દયાળુ રાજા, ખાઉધરો બ્રાહ્મણ, કહ્યામાં ન રહેનારી સ્ત્રી, ખરાબ સ્વભાવનો મિત્ર, ધણીની ઇચ્છાવિરૂદ્ધ જનારો સેવક, ગાફલપણે વર્તનારો અધિકારી, અને ઉપકારને ભૂલી જનારો માણસ એમના પડછાયે સુદ્ધાં કદિ ઉભા રહેવું નહીં.'

'પ્રસંગ પડે તે પ્રમાણે ખરૂં બોલવું કિંવા મીઠું બોલવું, નિષ્ઠુર બનવું કે દયાળુ થવું, ઉડાઉપણે પૈસો ખરચવો કે જળોની પેઠે બીજાનો પૈસો શોષી લેવો, એ જેમ વેશ્યાના વર્તવાના નાના પ્રકાર હોય છે તેજ પ્રમાણે રાજનીતિની પણ સ્થિતિ છે..'

દમનકે આવી સમજુતીની વાતો કહી ત્યારે પિંગલકનું માથું ઠેકાણાપર આવ્યું. અને તે પોતાના સિંહાસનપર જઇને બેઠો. "મહારાજાનો વિજય હો, સર્વ જગનું કલ્યાણ થાઓ," આવા આનંદપૂર્વક ઉદ્‌ગાર કાઢીને દમનક પણ નિશ્ચિંત થયો.

વિષ્ણુ શર્મા બોલ્યો, "મિત્રભેદ પ્રકરણ તમે સાંભળ્યું." રાજપુત્રોએ ઉત્તર આપ્યું, "આપના પ્રસાદથી તે અમને સાંભળવાને મળ્યું અને અમારા મનને આનંદ થયો." આના ઉપર વિષ્ણુ શર્મા બોલ્યો, "તમારા મનનું સમાધાન થયું એ આનંદની વાત છે. તો પણ નીચેની પરિસ્થિતિ નિર્માણ થઇ આવો!"

'મિત્રભેદ કિંવા મિત્રમિત્રવચ્ચે વિતુષ્ટ આવવું એ દુઃસ્થિતિ તમારા શત્રુના ઘરમાં વિલસો! દુષ્ટ લોક કાળપાશમાં સપડાઇ તેમનો સંહાર થાઓ. જનતાને સર્વ પ્રકારની સુખ સંપત્તિનો લાભ થાઓ. અને આ રમ્ય વાતોમાં બાલકોનું ચિત્ત રમમાણ થાઓ!"

આ પ્રમાણે હિતોપદેશમાંનું મિત્રભેદ નામનું બીજું પ્રકરણ અહીં સમાપ્ત થયું.

---



એકવાર આ રાજહંસ પોતાના વિસ્તીર્ણ કમળ મંચકપર આરામથી બેઠો હતો. પક્ષીઓનો પરિવાર પણ તેની આસપાસ હતો. એટલામાં દીર્ઘમુખ નામનો એક બગલો કોઇએક દેશમાંથી ત્યાં આવ્યો ને રાજહંસને નમસ્કાર કરીને નીચે બેઠો.

[ પૃ. ૮૯

# વિગ્રહ અથવા યુદ્ધ.



ફરીથી વાર્તા કહેવાની શરૂઆતમાં રાજપુત્ર બોલ્યા, "ગુરૂ મહારાજ, અમે રાજાનાં પુત્રો છીએ. તો યુદ્ધસંબંધી વાર્તા સાંભળવાની અમારી ઇચ્છા છે." વિષ્ણુ શર્માએ જવાબ આપ્યો, "તમને એ વાતો સાંભળવાની ઇચ્છા છે તો હું એ વાતો કહું છું વિગ્રહ આ પ્રકરણનો પહેલો શ્લોક આ પ્રમાણે છે."

"હંસ અને મોરની વચ્ચે યુદ્ધ થતાં બન્ને પક્ષીઓએ સરખું જ પરાક્રમ બતાવ્યું. પોતાનો જય થશે એવી હંસને આશા લાગવા માંડી એટલામાં શત્રુના ઘરમાં રહેતા એક કાગડાએ તેને ફસાવ્યો.'

"એ શી વાત છે?" એમ રાજપુત્રોએ પૂછ્યા ઉપરથી વિષ્ણુ શર્માએ તેમને નીચેની વાર્તા કહી.

કર્પૂરદ્વીપમાં પદ્મકેલી નામનું એક સરોવર હતું. એ સરોવરમાં હિરણ્યગર્ભ નામનો એક રાજહંસ રહેતો હતો. એ જળાશયમાં રહેનારા તમામ પક્ષીઓએ આ રાજહંસને પોતાનો રાજા બનાવ્યો. કારણ,

'લોકોને યોગ્ય માર્ગ બતાવવાને રાજા ન હોય તો નાવિક વિનાની નૌકા જે પ્રમાણે સમુદ્રમાં ડૂબી જાય છે તે પ્રમાણે લોકોનો નાશ થાય છે.'

'રાજા એ લોકોનું સંરક્ષણ કરે છે ને લોક તેનો ખર્ચ નિભાવે છે. પણ ખર્ચ ચલાવવાના કરતાં સંરક્ષણનીજ કિંમત વધુ છે. કારણ સંરક્ષણના અભાવે તમામ વસ્તુઓનો હ્રાસ થઇ જાય છે.'

એકવાર આ રાજહંસ પોતાના વિસ્તીર્ણ કમળમંચકપર આરામથી બેઠો હતો. પક્ષીઓનો પરિવાર પણ તેની આસપાસ હતો. એટલામાં દીર્ઘમુખ નામનો એક બગલો કોઇ એક દેશમાંથી ત્યાં આવ્યો ને રાજહંસને નમસ્કાર કરીને નીચે બેઠો. રાજાએ તેને પૂછ્યું, "તું પરદેશમાંથી આવેલો દેખાય છે. ત્યાંનું કંઇ નવલ-

વિશેષ કહેવાં જેવું છે કે ?" "હા, છે. અને તે મહત્ત્વની બાતમી આપવા સારૂજ હું આટલી ઉતાવળથી અહીં આવ્યો છું. તે ખબર મહારાજાએ સાંભળવી." આવી પ્રસ્તાવના કરીને બંગલો બોલ્યો, "જંબુદ્વીપમાં વિંધ્ય નામનો પર્વત છે. ચિત્રવર્ણ નામનો મોર એ ત્યાંના પક્ષીઓનો રાજા છે. આકાશમાં પરિભ્રમણ કરતાં તેના કેટલાક અનુયાયીઓએ મને જોયો ને 'તું કોણ છે ને ક્યાંથી આવ્યો?' એમ મને પૂછ્યું. ત્યારે મેં તેમને જવાબ આપ્યો કે, 'કર્પૂર-દ્વીપનો ચક્રવર્તી રાજા હિરણ્યગર્ભ નામનો રાજહંસ છે, તેમનો હું પ્રજાજન છું. સહજ આ દેશ જોવાની ઇચ્છાથી હું અહીં આવ્યો છું.' મારૂં આ કહેવું સાંભળીને તે પક્ષીએ મને સવાલ કર્યો કે, 'આ બે દેશપૈકી કયો દેશ તને વધુ સારો લાગે છે ને તારા દેશનો રાજા ને આ દેશનો રાજા એ બેમાં તને શ્રેષ્ટ કોણ લાગે છે?' એના આ સવાલનો મેં જવાબ આપ્યો, "એ શું કહેવું જોઇએ? તમારા અને અમારા દેશમાં કેટલું બધું અંતર છે! અમારો કર્પૂર-દ્વીપ એ પૃથ્વીપરનું સ્વર્ગજ છે. અને ત્યાંનો રાજા હિરણ્યગર્ભ એ સાક્ષાત ઇન્દ્રના જેવો છે. તમારા આ પત્થરવાળા અને નાપીક પ્રદેશમાં રહીને શું કરો છો? મારી સાથે ચાલો એટલે તમને ત્યાં શી મજા છે તે સમજાશે!' મારૂં આ ભાષણ સાંભળીને તે બધા ગુસ્સાથી લાલચોળ બની ગયા. કારણ કહ્યુંજ છે કે,

'દૂધ પીવાથી સર્પને વિષ માત્ર વધે છે. તેજ પ્રમાણે મૂર્ખને સદુપદેશ આપતાં એનું સમાધાન ન થતાં ઉલટો સંતાપ આવે છે.'

'ઉપદેશ કરવો તો તે સારા સમજુ માણસનેજ કરવો, મૂર્ખને ઉપદેશ આપવાની ભાંજગડમાં કયારેય પણ પડવું નહીં. પક્ષી વાંદરા-ઓને ઉપદેશ આપવા ગયા તો તેમનાપરજ સ્થાનભ્રષ્ટ થવાનો પ્રસંગ આવ્યો.'

"એ શી વાત છે?' એમ હિરણ્યગર્ભ રાજાએ પૂછવાથી દીર્ઘમુખે નીચેની વાર્તા કહી.

---

# વાર્તા ૧ લી.



## પક્ષી અને વાંદરા.

નર્મદાને કાંઠે એક મોટું શમીનું ઝાડ હતું. એ ઝાડની બખોલમાં માળા બાંધીને ત્યાં આગળ કેટલાક પક્ષી સુખેથી રહેતા હતા. આગળ:જતાં એકવાર વર્ષાઋતુમાં આકાશ વાદળાંઓથી છવાઈ ગયું ને વરસાદ પણ ખુબ જોરથી આવ્યો. ઝાડની નીચે વાંદરા બેઠા હતા તે બધા ટાઢથી ઠુઠડી ગયા. તેમની તે સ્થિતિ જોઇને પક્ષીઓને તેમની દયા આવી ને તેઓ બોલ્યા, " ઓ વાંદરાઓ સાંભળો."

'અમારી ચાંચમાં ઘાસ આણીને અમે આ માળા બાંધ્યા. તમારા હાથ શું ભાંગી ગયા છે કે તમે આવી કડકડતી ટાઢમાં થરથર ધ્રુજતા બેઠા છો !"

પક્ષીઓનું આ ભાષણ સાંભળીને અર્થાત વાંદરાઓ ગુસ્સે થઇ ગયા અને બોલ્યા, 'માળામાં શાન્તપણે બેસીને આ પક્ષીઓ આપણી નિર્ભત્સના કરે છે. ઠીક છે. વરસાદ બંધ પડયા પછી એમને બતાવીએ કે શું છે તે !'

થોડીવારે વરસાદ બંધ પડયો. વાંદરાઓએ તરતજ ફૂદકા મારી ઝાડપર ચડી જઇને તે બિચારા પક્ષીઓના માળાનો નાશ કર્યો. અને માળામાંના તેમનાં બધાં ઇંડાં નીચે નાંખી દીધા. તેથીજ કહું છું કે " મૂર્ખાઓને ઉપદેશ આપવાની ભાંજગડમાં પડવું નહીં."

" વારૂ, પણ પછી એ પક્ષીઓએ શું કર્યું ?" આવો રાજાએ સવાલ પૂછ્યા ઉપરથી બગલો બોલ્યો, ત્યાર પછી " આ રાજહંસને રાજા કોણે બનાવ્યો ?" આમ તેમણે મને પૂછ્યું. તરતજ મેં સુદ્ધાં ગુસ્સાથી તેમને પૂછ્યું કે તમારા આ મોરને પણ રાજા કોણે બનાવ્યો ?" મારો આ જવાબ અર્થાતજ તેમને વસમો લાગ્યો. અને મને ઠાર મારવા સારૂ તેઓ મારાપર ધસી આવ્યા. તેથી આવા વખતે દબાઇ જવું કામનું નહીં, આપણે પણ પરાક્રમ બતાવવું જોઇએ એવો મેં વિચાર કર્યો.

તેનું આ બોલવું સાંભળીને રાજા હસ્યો અને બોલ્યો,

'પોતાના તેમજ બીજાના બલાબલનો જે વિચાર કરતો નથી તેનામાં ને આપણામાં અંતર શું છે એ બરાબર સમજીને વરતતો નથી તેનો શત્રુ તરફથી તિરસ્કાર થાય છે.'

'વાઘનું ચામડું પહેરીને ઘણા દિવસ સુધી એક ખેતરમાંનું અનાજ ખાનારો ગધેડો કેવળ ભૂંકવા માત્રથી હાર માર્યો ગયો.'

એ વાત કહેવાની બગલાએ વિનંતિ કર્યા ઉપરથી રાજાએ તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા બીજી.



### વાઘનું ચામડું પહેરેલ ગધેડું.

હસ્તિનાપુરમાં વિલાસ નામનો એક ધોબી રહેતો હતો. તેની પાસે એક ગધેડું હતું. તે બિચારૂં ભાર ખેંચીખેંચીને તદ્દન અશક્ત બની મરવા પડ્યું. ત્યારે ધોબીએ તેના શરીરપર વાઘનું ચામડું ઘાલી તેને તે ગામની નજીકમાંજ આવેલા એક ખેતરમાં છોડી મૂક્યું. ખેતરના માલીકને તે વાઘજ છે એમ લાગી તેણે નાશી જવું ને ગધેડાએ તેનાં ખેતરમાં મજેથી ચરવું, આવો ક્રમ ઘણા દિવસ ચાલુ રહ્યો. આગળ જતાં એ ખેડુતપૈકીજ એકે એક સફેદ કામળો ઓઢ્યો ને હાથમાં ધનુષ્ય સજ્જ કરીને એક બાજુએ લપાઇ રહ્યો. ગધેડું રોજને રોજ ખેતરમાં અનાજપર હાથ માંરીને હૃષ્ટપુષ્ટ બન્યું હતું. કામળો ઓઢીને બેઠેલા માણસતરફ તેની દ્રષ્ટિ જતાંજ એ કોઇપણ બીજું ગધેડું હશે એવી તેની સમજુત થઇ. ને તેનાપર ધસી જવા સારૂ તે મોટેમોટેથી ભૂંકીને દોડવા લાગ્યું. તેનું આ ભૂંકવું સાંભળતાંજ આ વાઘ નહીં પણ ગધેડું છે એ પેલા માણસે જાણ્યું ને તેને સહજમાં મારી નાંખ્યું! અને તેથીજ કહ્યું છે કે કોઇએ પણ થું, મ્હોંઢાનું થુંક ઉડાડતાં પહેલાં બરાબર આગળ પાછળનો વિચાર કરવો.



તેનું આ ભૂંકવું સાંભળતાંજ આ વાઘ નહીં પણ ગધેડું છે એ પેલા માણસે જાણ્યું ને તેને સહજમાં મારી નાંખ્યું. [ પૃ. ૯૨

દીર્ઘમુખ પોતાની હકીકત આગળ જણાવતાં બોલ્યો, " ત્યારે પક્ષીઓ બોલ્યાં, "ઓ દુષ્ટ બગલા, અમારા દેશમાં રહીને અમારા રાજાની નિન્દા કરે છે! તો તને અમારૂં હથિયાર શું છે એ બતાવવું જોઇએ!' આમ કહીને તે બધા મને ચાંચથી ટોચવા લાગ્યા, ને બોલ્યા, ' ઓ મૂર્ખ બગલા, તારો રાજા તદ્દન ઢીલો ને પોચો છે. એના રાજ્યાધિકારને પૂછે છે કોણ? અશક્ત પ્રાણીને, હાથપર આવી બેઠેલી લક્ષ્મીનું રક્ષણ કરવાની તાકદ નથી હોતી, તો તે પૃથ્વીનું પાલન તે શું કરે ? ને રાજ્યપણ કેવી રીતે ચલાવે? કૂપમંડુકપ્રમાણે તારી દ્રષ્ટિ આકુંચિત હોવાથીજ તેના રાજ્યમાં આવવા સંબંધે તું અમને ઉપદેશ કરે છે. બીજું શું ?' ભાઇ સાંભળ,

' જેને છાંયા અને ફળો છે એવા મોટાં વૃક્ષનોજ આશ્રય કરીને રહેવું. દૈવયોગે ફળનો નાશ થાય તોપણ છાંયા તો ક્યાંઈ જતી નથી. વધુ નહીં તો તેનો તેટલો તો ઉપયોગ થાયજ.'

' હલકા માણસની સેવા કયારેય પણ સ્વીકારવી નહીં. હમેશાં મોટાનાજ આશ્રયે રહેવું. કલાલને ત્યાંથી દુધ લઇએ તોપણ ત્યાંથી દારૂજ લીધો છે એમ લોકો માનશે.'

' રાજા સામર્થ્યવાન હોય એટલે તેના નામમાત્રથી પણ સહુને ધાક લાગે છે. પોતે ચન્દ્રના પ્રજાજન છે એવું બહાનું કરવા માત્રથી સસલાંઓથી સુખમાં રહી શકાયું '

" એ શી વાત છે ?' એમ મેં પૂછતાં તેમણે મને નીચેની વાત કહી.

---

## વાર્તા ત્રીજી.

---

### સસલાં અને હાથીનું ટોળું.

એક વરસે વરસાદ ન પડવાથી જ્યાં ત્યાં પાણીની બુમાબુમ થઇ રહી. ત્યારે તરસથી વ્યાકુળ થએલું હાથીનું એક ટોળું પોતાના રાજાને કહેવા લાગ્યું કે, "અમને પાણી મળે એવી કંઇ પણ

વ્યવસ્થા આપે કરવી જોઇએ. બીલકુલ નાનાં નાનાં પ્રાણીઓનેયે સ્નાન કરવા પુરતું પાણી કયાંઇ મળતું નથી તો અમારી તો વાતજ શું કરવી? ન્હાવા જેવું કયાંઈ પણ ઠેકાણું રહ્યું નથી. આથી અમારી મરણપ્રાય સ્થિતિ થઇ છે. શું કરવું, કયાં જવું, એ અમને સૂજતું નથી." પોતાના અનુયાયીઓનું આ કહેવું સાંભળીને હાથીના રાજાએ પાસે જ એક નિર્મળ પાણીનું સરોવર હતું તે તેમને બતાવ્યું. એ સરોવરના કાંઠે સસલાંઓની વસ્તી હતી. સરોવરમાં ન્હાવા સારૂ હાથીઓ ત્યાંથી જવા આવવા લાગ્યા તેથી કેટલાંક સસલાં તેમના પગતળે કચરાઇ જવા લાગ્યાં. એ જોઇને શિલિમુખ નામના સસલો વિચાર કરવા લાગ્યો, "તરસથી વ્યાકુળ થએલા આ હાથીઓ રોજ આ ઠેકાણે આવવાના ને તેમના આવવા જવાથી અમારા આખા કુળનો નાશ થવાનો !" આવી રીતે તે દુઃખ કરતો બેઠો છે એ જોઇને વિજય નામનો એક વૃદ્ધ સસલો બોલ્યો, 'ભાઈ, આમ દુઃખ દુઃખ પોકારીને સ્વસ્થ ના બેસ. એના ઉપર પણ મેં એક તોડ કાઢયો છે.' આમ કહીને તે ત્યાંથી ગયો. જતાં જતાં તે વિચાર કરવા લાગ્યો કે, "હાથીનાં ટોળાં પાસે જઇને બોલવું કેવી રીતે ?" કારણ,

'હાથીના કેવળ સ્પર્શથી પ્રાણ જાય છે. સાપે માત્ર વાસ લીધો કે પ્રાણીઓની નાડીઓ બંધ પડે છે. રાજા સંરક્ષણ કરતાં કરતાં જ પ્રજાને નિર્જીવ કરી મૂકે છે અને દુષ્ટ માણસ હસતાં હસતાં જ પ્રાણ લે છે.'

"તો પર્વતના શિખરપર ચડીને જ આ હાથીઓના રાજાની સાથે સંભાષણ કરવું એજ ઠીક." આ પ્રમાણે તે પર્વતના શિખરપર જઇને બેઠો. આ ઉંચી જગોએ બેઠેલો સસલો હાથીને સહજ નજરે પડયો અને હાથીએ તેને પૂછ્યું, "તું કોણ છે ને કયાંથી આવ્યો ?" તેણે જવાબ આપ્યો, "હું સસલો છું. ભગવાન ચન્દ્રે મને આપની પાસે મોકલ્યો છે." હાથીનો રાજા બોલ્યો, "તારૂં અમારી પાસે શું કામ છે તે કહે." વિજય કહે છે,

'કોઈ શસ્ત્ર ખેંચીને અંગપર ધસી આવે તોપણ સુદ્ધાં જાસૂસ કદિ ખોટું બોલતો નથી. જાસૂસને કોઇએ કદિપણ ઠાર મારવો નહીં એવો નિયમ હોવાથી તે હંમેશા ખરૂં બોલે છે.'



આ પ્રમાણે તે પર્વતના શિખરપર જઈ બેઠા. આ ઉંચી જગોએ બેઠેલો સસલો હાથીને સહજમાં નજરે પડ્યો. [ પૃ. ૯૪

“ તો તેમની આજ્ઞા થયા પ્રમાણે હું આપને સંદેશો જણાવું છું. તે આપે સાંભળવો.”

ચન્દ્રનો આપને આ પ્રમાણે સંદેશો છેઃ—“ ચન્દ્ર સરોવરનું રક્ષણ કરનારા આ સસલાંઓની વસ્તીનો તમે નાશ કર્યો એ કંઈ ઠીક કર્યું નહીં. આ સસલાંઓનું પાલન કરવાની જવાબદારી અમે અમારાપર લીધી છે તેથીજ અમને શશાંક એ નામ મળ્યું છે.”

સસલાનું આ ભાષણ સાંભળીને હાથીનો રાજા ગભરાઇ ગયો ને બોલ્યો, ‘ મારે હાથે આ કૃત્ય અજાણતાં થયું છે. ફરીથી એમ નહીં થાય.” સસલાએ જવાબ આપ્યો, “ એમ હોય તો આ સરોવરમાં ભગવાન્ ચન્દ્ર ગુસ્સાથી થરથર કાંપે છે તેને નમસ્કાર કર અને તેનો ગુસ્સો દૂર કર.” હાથીના રાજાએ એ કબુલ કર્યું. સસલાએ રાતની વખતે તેને તળાવમાં લીધો. અને નીચે જોવાનું કહ્યું. ત્યાં તળાવમાં પડેલું ચન્દ્રનું પ્રતિબિમ્બ તેની નજરે પડ્યું. તે પ્રતિબિમ્બ એકસરખું હાલતું હતું, તેથી ચન્દ્ર ગુસ્સાથી ખરોખરજ કાંપે છે એમ તેને લાગી તેણે તેને નમસ્કાર કર્યા. ત્યારે સસલો ચન્દ્રને ઉદ્દેશીને બોલ્યો, “ મહારાજ, આને હાથે અજાણતાં ગુન્હો થયો છે તો તેને માફી આપવી, ફરીથી એ એમ નહીં કરે. આટલું થયા પછી હાથી વગર બોલ્યે પોતાને માર્ગે ગયો. ને એ તળાવતરફ તેણે ફરીથી મ્હોં સુદ્ધાં ફેરવ્યું નહીં. અને તેથીજ કહું છું કે, રાજા સામર્થ્યવાન હોય એટલે તેના નામમાત્રથી પણ સહુને ધાક લાગે છે.”

તેની આ વાત સાંભળીને હું બોલ્યો; “ અમારા મહારાજ રાજહંસ એ મહાન પરાક્રમી અને બલવાન છે. ત્રૈલોક્યનું રાજ્ય કરવાને સુદ્ધાં તે ગોગ્ય છે. તો પછી સામાન્ય રાજાની તે શી કથા ?” આ સાંભળીને પક્ષીઓએ જવાબ આપ્યો, “ દુષ્ટ, અમારા દેશમાં રહીને અમારા રાજાની નિંદા કરે છે ! સબુર કર, તને અમારા રાજા પાસે લઈ જઇને ઉભો કરીએ.” આમ કહીને તેમણે મને ચિત્રવર્ણ સામે ઉભો કર્યો. ને રાજાને નમસ્કાર કરી તેઓ બોલ્યા, “ મહારાજ, આ જોયો કે બગલો, આપણા દેશમાં રહીને મહારાજાની નિંદા કરે છે.” રાજાએ પૂછ્યું, “ એ કોણ છે ને ક્યાંથી આવ્યો

છે ?" તેમણે જવાબ આપ્યો, "એ હિરણ્યગર્ભ નામના રાજહંસનો અનુચર છે. ને કર્પૂરદ્વીપમાંથી અહીં આવ્યો છે." એ રાજાનો મુખ્ય પ્રધાન એક ગીધ હતો. તેણે મને પૂછ્યું, "તારા રાજાનો મુખ્ય પ્રધાન કોણ છે ?" મેં કહ્યું, "સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરેલ ને સર્વજ્ઞ એવો એક ચક્રવાક પક્ષી છે." "એનો જન્મપણ એજ દેશમાં થયો હોવો જોઇએ." કારણ,

'જેનો જન્મ તેજ દેશમાં થયો છે, જેની પાસે કુળક્રમાગત અધિકાર છે, જેનું વર્તન શુદ્ધ છે, જે યોગ્ય સલાહમસલત આપવાના કામમાં બધી રીતે વાકેફગાર છે, જેને કોઇ પ્રકારનું વ્યસન નથી, જેના હાથે એકપત્નીવ્રતનો ભંગ કદિ પણ થયો નથી, જેને વ્યવહારની સારી રીતની માહિતી છે, જે સૌમાં શ્રેષ્ટ છે, જેનું લૌકિક સારૂં છે, જે વિદ્વાન છે ને દ્રવ્ય સંપાદન કરવાનું જેને અંગે સામર્થ્ય છે એવાજ ગૃહસ્થની રાજાએ મુખ્ય પ્રધાનની જગોએ યોજના કરવી જોઇએ.'

એટલામાં એક પોપટ બોલ્યો, "મહારાજ, કર્પૂરદ્વીપ જેવા નાના નાના પ્રદેશોનો અંતર્ભાવ જંબુદ્વીપમાંજ થાય છે. અર્થાત્ કર્પૂરદ્વીપઉપર સુદ્ધાં આપનોજ અધિકાર છે."

રાજાએ જવાબ આપ્યો, "તું કહે છે તે ખરૂં છે. ત્યાં આગેજ અધિકાર છે."

રાજાએ આમ કહેવું એમાં આશ્ચર્ય તે શું ? કારણ,

'રાજા, કેફ ચડેલો માણસ, નાનું બાળક, ગાફલ માણસ ને શ્રીમન્તાઇના ગર્વથી ચડી ગએલો માણસ એ, જે બાબતો મળવાને અશક્ય હોય છે તેની સુદ્ધાં ઇચ્છા કરે છે. તો પછી જે સહજમાં મળી શકે એવી હોય તેની તેમણે ઇચ્છા કરવી એમાં આશ્ચર્ય શાનું ?'

રાજાનું બોલવું સાંભળીને હું બોલ્યો, "હું અમુક પ્રાન્તનો અધિપતિ છું એમ બોલવા માત્રથી જો કોઇ અધિપતિ બનતું હોય તો અમારા હિરણ્યગર્ભ મહારાજ પણ જંબુદ્વીપના અધિપતિ છે એમ કહેવામાં શી હરકત છે ?" પોપટ બોલ્યો, "આ વાદનો નિર્ણય કેવી રીતે થાય ?" મેં જવાબ આપ્યો, "યુદ્ધથી." આથી રાજા હસીને બોલ્યો, "જા તારા ધણી પાસે જઇને તેને યુદ્ધની

તૈયારી કરવાનું કહે." મેં જવાબ વાળ્યો, "આપેજ એકાદા દૂતને મોકલવો." આનો રાજાએ જવાબ વાળ્યો કે, "દૂત થવાને યોગ્ય હોવું એ કંઇ ફોકટનું કામ નથી."

'દૂત રાજનિષ્ઠ હોવો જોઇએ; ગુણી, પવિત્ર, દક્ષ, વજનદાર, નિર્વ્યસની, ક્ષમાશીલ, બ્રાહ્મણ, મર્મ જાણનારો ને પ્રસંગ પડે તે પ્રમાણે વર્તનારો હોવો જોઇએ.'

ગીધ બોલ્યો, "એવા દૂત આપણા રાજ્યમાંથી પુષ્કળ મળશે. પણ એમાંય જે બ્રાહ્મણ હોય તેનીજ પસંદગી કરવી જોઇએ." કારણ,

'બ્રાહ્મણ પોતે ધણીને સંતોષ થાય એવી રીતે વરતે છે. અને તેના બદલામાં દ્રવ્ય મળે એવી ઇચ્છા કરતો નથી. કાળકૂટ વિષનો સહવાસ સાક્ષાત શંકરની સાથે થયો તો પણ તેનું કાળપણ કાયમ રહ્યું. તેજ પ્રમાણે બ્રાહ્મણના અંગનો આ ગુણ કાળત્રયે પણ બદલાતો નથી!'

રાજા બોલ્યો, "તો પછી પોપટનેજ જવા દો. શુકરાજ, તુંજ એની સાથે જઇને હિરણ્યગર્ભને આપણો સંદેશો પહોંચાડ." પોપટે જવાબ આપ્યો, "જેવી મહારાજની ઇચ્છા. પણ આ બગલો બડો પાજી પ્રાણી છે. તો તેની સાથે હું નહીં જઇ શકું." કારણ કહ્યુંજ છે કે,

'દુષ્ટ માણસો ખરાબ રીતે વર્તે છે. પણ તેનું ફળ સજ્જનોને ભોગવવું પડે છે. રાવણે સીતાનું હરણ કર્યું અને મહાસાગરને માત્ર પૂલનું બંધન પડ્યું.'

'દુર્જનની સંગતમાં રહેવું નહીં કિંવા તેની સાથે ક્યાંઇ જવું નહીં. બિચારો હંસ કોઇની ખોટી બાજીમાં નહોતો પણ કાગડાની સોબતમાં રહેવાથી બિચારાને જીવથી જવું પડ્યું. કાગડાની સાથે જવાથી લાવા પક્ષીની સુદ્ધાં એવીજ અવસ્થા થઇ.'

રાજાએ 'એ શી વાત છે?' એમ પૂછતાં પોપટે તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા ચોથી.



### કાગડો અને લાવા.

ઉજ્જયિનીના રસ્તાપર એક ઉંબરાનું ઝાડ હતું. એ ઠેકાણે એક હંસ અને એક કાગડો એમ બે જણ રહેતા હતા. એક વખતે ઉનાળાના દિવસોમાં એક પ્રવાસી એ રસ્તે થઇને જતો હતો. એણે એ ઝાડ જોયું અને એ ઝાડ નીચે થોડી વિશ્રાન્તિ લઇ પોતાનો થાક ઉતારવો એવો વિચાર કર્યો અને પોતાનું ધનુષ્ય પાસે મૂકીને તે ત્યાં આગળ ઉંઘી ગયો. ત્યાર પછી થોડીવારે તેના મ્હોં ઉપરથી છાંયડો જતો રહ્યો. એના મ્હોં ઉપર તડકો આવ્યો છે એવું જોઇને ઝાડ ઉપર બેઠેલા હંસે પોતાની પાંખ પહોળી કરીને તે માણસના મ્હોંઉપર છાંયો કર્યો. સારી રીતે ઉંઘ આવવાથી તે પ્રવાસીને સુખ થયું ને તેણે એક મોટું બગાસું ખાધું. કાગડો સ્વભાવતઃજ દુષ્ટ હોવાથી તેનાથી આ પ્રવાસીનું સુખ જોઈ શકાયું નહીં. એના સુખમાં આડે આવવાના હેતુથી બગાસું ખાતી વેળાએ પહોળા કરેલા મ્હોંમાં ચરકીને કાગડો નાસી ગયો. આથી પ્રવાસીએ જાગીને ઉપર જોયું તો તેને ત્યાં આગળ હંસ બેઠેલો જણાયો. ને તરતજ ધનુષ્યમાંથી બાણ છોડી તેણે તે હંસને ઠાર કર્યો !

હવે લાવા પક્ષીની વાત કહું છું.

---

## વાર્તા પાંચમી.



### હંસ અને કાગડો.

એકવાર ગરૂડની યાત્રાના નિમિત્તે સર્વ પક્ષીઓ સમુદ્રકાંઠે ગયા. એમાં કાગડાની બરોબર એક લાવા પક્ષી પણ ગયું. એ મેળામાં એક ગોવાળ માથાપર દહીંનું મટકું લઇને જતો હતો. માથાપર મૂકેલા દહીંના મટકામાં ચાંચ ઘાલી ઘાલીને તે કાગડો ઘડીએ ઘડીએ



એના મ્હોં ઉપર તડકો આવ્યો છે એવું જોઈને ઝાડ ઉપર બેઠેલા હંસે પોતાની પાંખ પહોળી કરીને તે માણસના મ્હોં ઉપર છાંયો કર્યો.

[પૃ. ૯૮



અને મટકાંને નીચે મૂકી ઊંચે જુએ છે તો કાગડો અને લાં
પક્ષી તેને નજરે પડ્યાં. [ પૃ. ૯૯

દહીં ખાવા લાગ્યો. કેટલીક વારે આ ગોવાળને કોઇ પણ પક્ષી દહીં ખાય છે એવો સંશય આવ્યો અને મટકાંને નીચે મૂકી ઉંચે જુએ છે તો કાગડો અને લાવા પક્ષી તેની નજરે પડયાં. 'હુડે' કહેતાંની સાથે કાગડો નાસી ગયો, લાવા બિચારૂં સ્વભાવતઃજ નિરૂપદ્રવી ને મંદગતિથી ચાલનારૂં! તે બિચારૂં એ ગોવાળના ઝપાટામાં આવી નિષ્કારણ માર્યું ગયું. અને તેથીજ કહું છું કે, કાગડા જેવા દુષ્ટ પ્રાણીની સંગતમાં કદિ પણ રહેવું નહીં, અને તેની સાથે કદિ જવું પણ નહીં.

આ સાંભળીને મેં કહ્યું, "પોપટ આમ શા સારૂ બોલે છે! જેવા મને મહારાજ તેવોજ તું સુદ્ધાં." પોપટે જવાબ આપ્યો, "તે બધું ઠીક છે." પણ,

'બલતીજ ઋતુમાં આવેલાં ફુલ જે પ્રમાણે અમંગલસૂચક મનાય છે તે પ્રમાણેજ દુર્જન લોકોનાં ભાષણો કેટલાંય મધુર હોય તો પણ એના યોગે મનમાં શંકાકુશંકા આવ્યા સિવાય રહેતી નથી.

તું દુર્જન છે એ તારા ભાષણના એકંદર રોખ ઉપરથીજ દેખાઇ આવે છે. આ બન્ને રાજાઓ વચ્ચે તારે લીધેજ ઘનઘોર યુદ્ધ થવાનું, એ સ્પષ્ટ દેખાય છે.

"ત્યાર પછી શિષ્ટસંપ્રદાય પ્રમાણે મારૂં સન્માન કરીને રાજાએ મને રજા આપી. પોપટ મારી પછવાડે અહીંજ આવે છે. બનેલો બધો બનાવ મેં આપના કાનપર નાંખ્યો છે. હવે ભવિષ્યમાં શું કરવું એનો વિચાર આપજ કરો."

આ સાંભળીને ચક્રવાક હસીને બોલ્યો, "મહારાજ, આ બગલાએ પરદેશમાં પણ આ રાજકાર્યંજ કર્યું કહેવાય! મૂર્ખાઓનો એ સ્વભાવજ હોય છે" કારણ,

'ગાંઠના સો રૂપિયા જાય તોય પરવડે, પણ ટંટાબખેડા નહીં જોઇએ એવું ડાહ્યા પુરૂષોનું ધોરણ હોય છે. એથી ઉલટું કાંઇ કારણ ન હોવા છતાં કેવળ લડાઇ શોધી કાઢવી એ મૂર્ખાઓનો સ્વભાવજ હોય છે.'

રાજાએ જવાબ આપ્યો, "તેના હાથે આ કાર્ય થયું ખરૂં. હવે એને માટે એને ઠબકો આપવાનો શો ઉપયોગ? હવે તો માત્ર

આગળ શા પગલાં લેવાં એ નક્કી કરવું જોઇએ." ચક્રવાક બોલ્યો "આ બાબતમાં આપને જે કંઇ કહેવાનું છે તે ખાનગીમાં કહીશ.' કારણ,

'લોકોના મનમાં શા વિચાર ચાલે છે એ ડાહ્યા લોક ચાલ-ચર્યા ઉપરથી, અવાજ ઉપરથી ને નેત્ર તથા ચહેરામાં થનારા ફેર-ફાર ઉપરથી ઓળખી શકે છે. અને તેથીજ જે કંઈ મસલત કરવી હોય તે એકાન્તમાં કરવી જોઇએ.'

ત્યાર પછી રાજા અને મંત્રી એ બન્ને જણ વિચાર કરવાને ત્યાં રહ્યા. બાકીના બધા ત્યાંથી ઉઠી ગયા. ચક્રવાક કહે છે, "મહા-રાજ, મારો તર્ક એવો થાય છે કે કોઇ પણ અધિકારીની ઉશ્કેરણી-થીજ બગલાએ આ કાર્ય કર્યું હોવું જોઇએ." કારણ,

'વૈદ્યોને રોગી એ ઇષ્ટ હોય છે. દુર્ગુણી કિંવા સંકટમાં સપ-ડાયલો માણસ અધિકારીઓને હાથમાં લેવાને ઉપયોગી પડે છે. વિ-દ્વાનોનો નિર્વાહ મૂર્ખાઓપર ચાલે છે અને સજ્જનનો નિર્વાહ ઉચ્ચવર્ણના લોકોપર ચાલે છે.'

એના ઉપર રાજાએ કહ્યું, "તે ગમે તે હો, એનું કારણ શું છે એ આપણે પછીથી જોઇશું. પણ આ આવો બનાવ બની ગયા પછી હવે આપણે શું કરવું એનો વિચાર પ્રથમ કરવો જોઇએ.' ચક્રવાક બોલ્યો, "પ્રથમ આપણે એક જાસુસને ત્યાં મોકલવો. એટલે તેમની તૈયારી કેવી છે, તેમનું બલાબલ શું છે એ આપણાથી જાણી શકાય." કારણ,

'પોતાના રાષ્ટ્રમાં અને બીજાના રાષ્ટ્રમાં કઇ યોજનાઓ કરવી અને કઇ યોજનાઓ ન કરવી એ નક્કી કરવાને જાસુસોના ચષ્મામાંથી જોનારો એવો એકાદો મુત્સદી રાજાની પાસે હોવો જરૂરનું હોય છે. જે રાજાની પાસે આવો મુત્સદી નથી હોતો તેને આંધળોજ કહેવો જોઇએ.'

તો એકાદા હેરને ત્યાં મોકલવો જરૂરનું છે. એની સાથે બીજો પણ એક વિશ્વાસુ માણસ આપવો. હેરે ત્યાં રહેવું ને ગુપ્ત રીતે ત્યાંની બધી હાલચાલ જોઇને તે આ માણસને કહી તેને અહીં મોકલવો. કારણ કહ્યુંજ છે કે,

'જે હેર કિંવા જાસુસ યતિનું રૂપ લઇને ગયો હોય તેની સાથે 'તીર્થ ક્ષેત્રમાંની વિદ્યાનું' જ્ઞાન મેળવવાનો બાહ્યાત્કારી ઉદ્દેશ બતાવીને રાજાએ મસલત કરતા રહેવું.'

'ગુમ હેર મોકલવો તે એવો હોવો જોઇએ કે તેની પાણીમાં તેમજ જમીનપર સુદ્ધાં ગતિ હોવી જોઇએ. તો આ કામમાં બગલાની જ યોજના કરવી અને તેની સાથે બીજો સોબતી મોકલવો તે પણ બગલોજ હોવો જોઇએ. એમનાં બાળબચ્ચાંને રાજમહેલમાં રાખી લેવાં. પણ મહારાજ, આ બધી વાતો બીલકુલ ગુપ્ત રીતે થવી જોઇએ.' કારણ,

'ષટકર્ણી થએલી મસલત જગજાહેર થાય છે. તેજ પ્રમાણે કર્ણોપકર્ણે સાંભળેલી ખબરોની પણ સ્થિતિ હોય છે. અને તેથીજ રાજાએ જે કંઇ મસલત કરવી હોય તે પોતે જાતે અને બીજો એક એમ બેમાંજ કરવી.'

'રાજાની ખાનગી વાત ફુટવાથી જે અનિષ્ઠ પરિણામ આવે છે તેનું કોઈ પણ ઉપાયે નિવારણ થતું શક્ય નથી હોતું એવું રાજનીતિ જાણનારાઓનું મત છે.'

આ ઉપર થોડો વિચાર કરીને રાજા બોલ્યો, "મને હેર તો ઉત્તમ મળ્યો." પ્રધાન જવાબ આપે છે, "એમ છે તો યુદ્ધમાં સુદ્ધાં વિજય મળવાનો એ નક્કી જ છે."

તેમની આ પ્રમાણે વાતચીત થાય છે એટલામાં એક સેવકે આવી મુજરો કરીને કહ્યું, "જંબુદ્વીપમાંથી એક પોપટ આવ્યો છે ને તે દરવાજામાં ઉભો છે." આ સાંભળીને રાજા ચક્રવાક તરફ જોવા લાગ્યો, ત્યારે ચક્રવાક બોલ્યો, "પરદેશમાંથી આવનારા વકીલો માટે જે બંગલો બાંધ્યો છે એ બંગલામાં તેને ઉતારો આપો અને પછી તેને અહીંયા મળવા સારૂ આણો." સેવકે એ પ્રમાણે વ્યવસ્થા કરી.

રાજા કહે છે, "એકંદરે યુદ્ધ નજીકમાંજ આવી ઉભું છે એમ માનવાને હરકત નથી." પ્રધાન બોલ્યો, "આરંભમાંજ એકદમ યુદ્ધ જાહેર કરવું એ યોગ્ય નથી." કારણ,

'આગળ પાછળનો વિચાર ન કરતાં રાજાને યુદ્ધ કરવાની ને પોતાનો દેશ છોડવાની જે, સલાહ આપે છે તે સેવક કિંવા પ્રધાન અનિષ્ટ છે."

'યુદ્ધ કરીને શત્રુને જીતવાનો કોઇએ પણ પ્રયત્ન કરવો નહીં. કારણ બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું એટલે છેવટે વિજય કોનો થશે એનો કંઈ ભરૂંસો આપી શકાય નહી.'

'સ્નેહભાવની તડજોડ કરીને, દ્રવ્ય ખરચીને કિંવા શત્રુમાં ફૂટ પાડીને અથવા આ બધા ઉપાયો યોજીને શત્રુને ઠેકાણે આણવાનો પ્રયત્ન કરવો. પણ બનતાં સુધી યુદ્ધ પર્યન્ત મજલ લઇ જવી નહીં.'

'યુદ્ધનો પ્રત્યક્ષ પ્રસંગ ન આવ્યો હોય ત્યાં સુધી બધાજ બહાદૂર હોય છે. પ્રતિપક્ષીનું સામર્થ્ય ન દેખાયું હોય ત્યાં સુધી સૌકોઇ પોતાની શક્તિના ઘમંડમાં હોય છે.'

'કેવળ શક્તિ માત્રથી કંઇ પ્રચંડ પત્થર ઉંચકી શકાતો નથી. લાકડાની ઠેશી મૂકીને તે સહજમાં હાલવી શકાય છે. થોડા શ્રમમાં પુષ્કળ કાર્યભાગ ઉકેલી લેવો એ જ સલાહ મસલતથી વર્તવાનું ફળ છે.'

પણ યુદ્ધનો સમય આવી પહોંચ્યા પછી તેની તૈયારીમાં લાગવું એજ શ્રેયસ્કર છે. કારણ,

'જેમ યોગ્ય વખતે જમીન ખેડી હોય તોજ ખેતરમાં બરકત આવે છે. તેજ પ્રમાણે આપણી મસલત ગુપ્ત રાખી કે તેનું ફળ ખાત્રીથી મળે છે.'

'સંકટ દૂર હોય ત્યાં સુધી તેનાથી બ્હીવાનું, પણ તે પ્રત્યક્ષ આવીને ઉભું રહ્યું કે બહાદુરીથી વર્તવું એવો મોટા લોકોનો વહીવટ હોય છે. મોટા લોક સંકટસમયે ધૈર્યથી વર્તે છે.'

વિશેષતઃ આ ચિત્રવર્ણ મહા સામર્થ્યવાન છે. કારણ, સામર્થ્યવાનની સાથે યુદ્ધ કરવું એમ શાસ્ત્રનું કહેવું નથી. હાથીની સાથે ટક્કર લેનારો માણસ છેવટે જીવથી જાય છે.'

યોગ્ય સમય આવતાં પહેલાંજ જે યુદ્ધ પોકારે છે તે મૂર્ખ કહેવાય. સામર્થ્યવાનની સાથે લડાઇ કરવાને તૈયાર થવું એ કીડાને પાંખો લગાડવા જેવીજ મૂર્ખતા છે.'

'કાચબાની પેઠે શરીર સંકોચી લઇ લઘુતા ધારણ કરીને ડાહ્યો માણસ સંકટ સહન કરે છે. પણ યોગ્ય તક આવી કે તેજ એકાદા ભયંકર સાપની જેમ પ્રતિપક્ષી ઉપર તુટી પડે છે.'

'જેને સંકટમાંથી પાર પડવાનો ઉપાય માહીત હોય છે તે પ્રતિપક્ષી નાનો હોય કે મોટો હોય પણ તેની સાથે લડવાને સમર્થ હોય છે. નદીનો પ્રવાહ ઝાડોને ઉખાડી નાંખવાને તેમ ઘાસ વગેરેની અડચણુ દૂર કરવાને સમર્થ હોય છે.'

તો આ આવેલા વકીલને વિશ્વાસ આવે એવી રીતે તેની સાથે વર્તીને, તેને કેટલાક દિવસ અહીંયાજ રોકી રાખવો ને તેટલી મુદતમાં આપણે કિલ્લો તૈયાર કરવો. કારણ,

'કિલ્લા ઉપરથી એક યોદ્ધો સો માણુસોની સાથે લડી શકે છે, અને સો યોદ્ધા એક લાખ માણુસની સાથે યુદ્ધ કરી શકે છે, કિલ્લાનું આવું મહત્ત્વ છે.'

'કિલ્લા વિનાનું કયું રાજ્ય શત્રુ તરફથી પાદાક્રાન્ત નથી થતું? કિલ્લા વિનાનો રાજા સુદ્ધાં હોડીમાંથી પાણીમાં પડેલા માણુસની પેઠે સર્વથા નિરાશ્રિતજ છે.'

'જેને ફરતી ઉંડી ખાઇ છે, તટની ભીંતો ઉંચી છે, જેમાં સંહારક યંત્રો છે, પાણીનો સંગ્રહ છે, ટેકરીઓ છે, નદીઓ છે, અરણ્ય છે, જંગલ છે એવો કિલ્લો રાજાએ તૈયાર કરાવવો.'

'કિલ્લો વિસ્તીર્ણ હોવો જોઇએ, તેમાં કોઇનાથી સહજમાં ન પેસી શકાય એવો હોવો જોઇએ; એમાં પાણી અનાજ ને બળતણનો સારો સંગ્રહ હોવો જોઇએ, અંદર જવાને ને બહાર આવવાને માર્ગ જોઇએ, આ સાત બાબતો એ કિલ્લાની સંપત્તિ છે.'

કિલ્લાની સિદ્ધતા કરવાના કામમાં કોની યોજના કરવી એવો રાજાએ પ્રશ્ન પૂછતાં ચક્રવાક બોલ્યો,

'જે આ કાર્યમાં કુશળ હોય તેની તે કામપર યોજના કરવી. જેને કેવળ પુસ્તકી જ્ઞાન હોય છે, પણ પ્રત્યક્ષ કામની માહિતી નથી હોતી તે આવા કાર્યમાં ગભરાઇ જાય છે.'

તો આપે સારસ પક્ષીને બોલાવવો.

ચક્રવાકના કહેવા પ્રમાણે રાજાએ સારસ પક્ષીને બોલાવ્યો. અને તેને કિલ્લાની જલદીથી સિદ્ધતા કરવાને ફરમાવ્યું. સારસે મુજરો કરીને કહ્યું, "મહારાજ, આ મોટું સરોવર મેં બારીકાઇથી તપાસી રાખ્યું છે. એજ આપણો કિલ્લો છે. એની વચમાં આવેલા

દ્વીપમાં સર્વ પ્રકારની વસ્તુઓની વ્યવસ્થા કરી રાખવી જોઇએ. કારણ,

'સર્વપ્રકારના સંગ્રહમાં અનાજનો સંગ્રહ એજ ઉત્તમ હોય છે. રત્નને મ્હોંઢામાં લઇ જીવ બચાવશું એમ કહીએ તો તે કંઈ શક્ય નથી. એને માટે અનાજ જ જોઇએ.'

તેવીજ રીતે,

'બધી વસ્તુઓ હોય ને એક મીઠું માત્ર ન હોય તો તેના વિના બધું બેસ્વાદ થાય છે. પુષ્કળ માલમસાલો નાંખીને એકાદો પદાર્થ તૈયાર કર્યો હોય પણ તેમાં મીઠું ન હોય એટલે તે પદાર્થ છાણની જેમ તજી દેવા યોગ્ય બને છે.'

આ સાંભળીને રાજા બોલ્યો, 'જા, અને જલદીથી બધી સામગ્રી ઉત્કૃષ્ટ પ્રકારની રાખ.' આટલી વાતચીત થાય છે એટલામાં પેલા સેવકે ફરીથી આવીને કહ્યું, "મહારાજ, સિંહલદ્વીપમાંથી મેઘવર્ણ નામનો કાગડો પોતાના પરિવારસહ આવ્યો હોઇ તે બહાર ઉભો છે. આપની મુલાકાત લેવાની તેની ઇચ્છા છે." આ સાંભળીને રાજા બોલ્યો, "કાગડા એ સર્વજ્ઞ અને દૂરદર્શી હોય છે. તો તેનો સંગ્રહ અવશ્ય કરવો જોઇએ." આથી ચક્રવાક બોલ્યો, "મહારાજ, આપ કહો છો તે ખરૂં છે. પણ કાગડો એ જમીનપર ભ્રમણ કરનારૂં પ્રાણી છે. અર્થાત્ તે શત્રુપક્ષ તરફનો છે એમજ સમજવું જોઇએ. તેને આશ્રય આપવો હિતાવહ થવાનું નથી." કારણ કહ્યું જ છે કે,

'જે મૂર્ખ પોતાનો પક્ષ છોડીને શત્રુના પક્ષમાં જાય છે, તે શરીરે આસમાની રંગ લાગેલા શિયાળની પેઠે શત્રુ તરફથી માર્યો જાય છે.'

રાજાએ એ વાત કહેવાનો હુકમ કર્યા ઉપરથી ચક્રવાકે તેને નીચેની વાર્તા કહી.

---

# વાર્તા છઠ્ઠી.



## આસમાની શિયાળ.

એક અરણ્યમાં એક શિયાળ હતો. એકવાર તે શહેરની આસપાસ મજેથી ફરતો હતો એટલામાં તે એક આસમાની રંગના વાસણમાં પડયો. એમાંથી તેનાથી કેમે કર્યું બહાર નીકળી શકાયું નહીં. તેથી સવારે મરી જવાનો ઢોંગ કરીને વાસણમાં ચત્તોપાટ પડી રહ્યો. એ મરી ગએલો છે એમ જોઇને વાસણના માલીકે તેને તેમાંથી બહાર કાઢયો, ને થોડે છેટે લઈ જઇ નાંખી દીધો. માલીકનો વાંસો દેખાતાંજ તે ત્યાંથી ઉઠીને નાસી ગયો. ત્યાંથી જંગલમાં ગયા પછી પોતાનું આખું શરીર આસમાની થયું છે એવું જોઇને તે વિચાર કરવા લાગ્યો. "મારા શરીરે ઉત્તમ રંગ લાગ્યો છે એ બાબતનો ઉપયોગ કરી લઇને આપણે આપણું હિત શા સારૂ ન સાધી લેવું ?" આવો વિચાર કરીને તેણે પોતાના જાતભાઇઓને બોલાવ્યા ને તેમને કહ્યું, "સાક્ષાત્ વનદેવતાએ વનમાંની સર્વ વનસ્પતિઓનો રંગ મારા શરીરે લગાડીને મને રાજ્યાભિષેક કર્યો ને આ અરણ્યનું રાજ્ય આપ્યું. આજથી આ અરણ્યમાંનો બધો કારભાર મારી આજ્ઞાથીજ ચાલવો જોઇએ." એનાં રંગમાં ખરેખરજ ફેરફાર થએલો જોઇને બધા શિયાળ સમુદાયને એનું કહેવું ખરૂં લાગ્યું ને એ બધાએ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા ને "મહારાજાની આજ્ઞાપ્રમાણે અમે વર્તીશું" એમ એ બધાએ અદબપૂર્વક કહ્યું. આ પ્રમાણે ધીમે ધીમે તેનો આખા અરણ્યઉપર અમલ બેઠો. આસપાસ પોતાના બન્ધુઓનો પરિવાર એકઠો કરીને તેમનાઉપર તે પોતાનું આધિપત્ય ગજાવવા લાગ્યો. આગળ જતાં જ્યારે વાઘ, સિંહ વગેરે શ્રેષ્ટ પ્રાણીઓ સાથે તેનો સંબંધ જોડાયો, ત્યારે સભામાં પોતાના જ્ઞાતિબંધુઓને જોઇ તેને લાજ આવવા લાગી. ને તેમનો ધિક્કાર કરીને તેમને દૂર કર્યા. આથી શિયાળ સમુદાયને અત્યંત દુઃખ થયું. તેમની આ સ્થિતિ જોઇને એક વૃદ્ધ શિયાળ

બોલ્યો, "ભાઇઓ, આમ દુઃખ કરતાં ન બેસો. આપણે બધા નીતિ જાણનારા અને મર્મજ્ઞ હોવા છતાં એણે આપણને દૂર કરી આપણું અપમાન કર્યું છે. કંઇ હરકત નહીં. એનો નાશ થાય એવી થોડીજ મુદતમાં હું યોજના કરૂં છું. આ વાઘ, સિંહ વગેરે એના રંગથી ફસાયા ને આ જાતનો શિયાળ છે એ તેમના લક્ષમાં ન આવ્યાથી તેઓ પણ એને રાજા સમજીને વર્તે છે. તો એનું ખરૂં સ્વરૂપ બહાર પડે એવી કાંઈ પણ યુક્તિ કાઢવી જોઇએ. તો તમે એમ કરો કે સાંજ પડે એટલે તેની પાસે જઇને બુમાબુમ કરો. તમારો શબ્દ સાંભળીને જાતિસ્વભાવને લીધે તેને પણ તમારી પેઠેજ રાડો પાડવાની સ્ફૂર્તિ આવશે. ને તે પણ આપણા જેવોજ અવાજ કરવા લાગશે. બધાઓએ મળી એ પ્રમાણે કરતાંની સાથે, બરાબર જે થવાનું હતું તેજ પરિણામ થયું. અને એવું પરિણામ આવે એમાં કંઇ આશ્ચર્ય નથી. કારણ,

'જેનો જે સ્વભાવ છે તે તેનાથી કદિપણ ટાળી શકાતો નથી. કૂતરાને રાજા બનાવીએ તોપણ શું તે જોડાનું ચામડું ચાટ્યાવિના રહેશે કે ?'

એ બધા શિયાળના અવાજઉપરથી અરે આતો શિયાળ છે એ ઓળખી લઇ વાઘે તે આસમાની શિયાળને ઠાર કર્યો ! કારણ કહ્યું જ છે કે,

પોતાની જાતિનો શત્રુ હોય એટલે તેને આપણું કમીપણું ક્યાં છે, આપણો મર્મ શું છે ને સામર્થ્ય કેટલું છે એ બધું તેને માહિત હોય છે. અંદરની બાબતો પણ તેને બરાબર જાણમાં હોવાથી અગ્નિ જેમ સુકાયલાં લાકડાંને બાળે છે તેમ તે આપણને બાળી નાંખે છે.'

'અને તેથીજ કહું છું કે, જે મૂર્ખ પોતાનો પક્ષ છોડીને શત્રુના પક્ષમાં જઇ મળે છે તે આ આસમાની રંગના શિયાળની પેઠે શત્રુ તરફથીજ ઠાર માર્યો જાય છે.'

રાજા બોલ્યો, "એમ છે તો પણ તે બહુ છેટેથી આવ્યો છે તેથી મુલાકાતને માટે બોલાવો અને તેને નોકરીમાં કેવી રીતે રાખી શકાય એને માટે કંઈ યુક્તિ યોજી રાખો." ચક્રવાક જવાબ આપે

છે, "જાસૂસ મોકલ્યો અને કિલ્લો પણ તૈયાર થયો. હવે પોપટની મુલાકાત લઇને તેને પાછો મોકલવાને કંઈ હરકત નથી."
કારણ,

'હોંશિયાર જાસૂસો રાખીનેજ ચાણુક્યે નન્દ રાજાને ઠાર માર્યો. તો દૂર દેશાવરથી આવેલા હેરની મુલાકાત લેતી વેળા સંરક્ષણને માટે પાસે સિપાઇઓ રાખવા એ સારૂં.'

ત્યાર પછી દરબાર ભરીને ત્યાં કાગડાને ને પોપટને બોલાવવામાં આવ્યા. પોપટ પોતાનું મસ્તક જરા ઉંચુ કરીને દરબારમાં પ્રવેશ્યો ને આપેલા આસનપર બેસીને બોલ્યો, "હે હિરણ્યગર્ભ, મહારાજાધિરાજ શ્રીમત્ ચિત્રવર્ણ મહારાજની તને એવી આજ્ઞા છે કે, "તારે જીવતા રહેવાની ને તારી આ બધી સંપત્તિ સુરક્ષિત રહે એવી જો તારી ઇચ્છા હોય તો તું તાબડતોબ આવીને અમારા પગે પડ. નહીં તો ત્યાંથી બીજી કોઇ જગોએ જઈ રહેવાની તૈયારી કર." આ સાંભળીને રાજા ગુસ્સાથી બોલ્યો, "આની ગર્દન છાટી નાંખવાની તાકતવાળો અહીં કોઇ નથી કે?" આ સાંભળી મેઘવર્ણ બોલ્યો, "આપની આજ્ઞા હોય તો આ દુષ્ટ પોપટને એક ક્ષણમાં ઠાર મારી નાંખું." રાજા અને કાગડો એ બન્નેને ગુસ્સે થએલા જોઇને તેમનો ગુસ્સો શાન્ત પાડવાના હેતુથી સર્વજ્ઞ (ચક્રવાક) કહે છેઃ—

'જે સભામાં વૃદ્ધ ન હોય તે સભાને નકામી સમજવી જોઇએ. જે ન્યાય્ય વાત બોલતા નથી તે વૃદ્ધ શાના? જેમાં સત્ય નથી તેને ન્યાય કહી શકાય નહીં. અને જેમાં લુચ્ચાઇનો આશ્રય કરવામાં આવે છે તેને સત્ય કહી શકાય નહીં.'

'દૂત પોતે જંગલી હોય તો પણ તેને ઠાર મારવો નહીં. કારણ તે રાજાનું મુખ છે. દૂતની ઉપર તમે શસ્ત્ર ઉંચક્યુ હોય તો પણ તે કદિ અસત્ય બોલતો નથી.'

'દૂતના મ્હોંમાંથી નીકળતા શબ્દોથી આપણી ઉન્નતિ થઇ અથવા અવનતિ થઇ એવી સમજુત કોઇએ પણ કરી લેવી નહીં. કારણ દૂતને ક્યારેય પણ ઠાર મારવો નહીં એવું શાસ્ત્ર હોવાથી દૂત નિર્ભયપણે ગમે તે બોલે છે.'

ચક્રવાકનું આ કહેવું સાંભળીને રાજા અને કાગડો બન્ને શા
થયા. પોપટ પણ ઉડીને ચાલવા લાગ્યો. ત્યાર પછી સર્વજ્ઞે તેને પા
બોલાવી તેની સમજુત કરીને તેને સોનાના અલંકાર વગેરે આ
તેની રવાનગી કરી. સ્વદેશમાં પહોંચ્યા પછી પોપટે પોતાના રાજ
નમસ્કાર કર્યા. રાજાએ પૂછ્યું, "કેમ, શા સમાચાર છે ત્યાંના;
દેશ કેવા પ્રકારનો છે?" પોપટ જવાબ આપે છે, "એ દેશ
થોડામાં એટલીજ હકીકત છે કે, આપણે હવે યુદ્ધની તૈયારી
લાગવું જોઇએ. કર્પૂર દ્વીપની બાબતમાં કહું તો તે સ્વર્ગનો
ટુકડોજ છે, અને ત્યાંનો રાજા ખરોખરજ બીજો ઇન્દ્ર છે. તે
વર્ણન શું કરવું?"

તેનું આ બોલવું સાંભળીને રાજાએ બધા શિષ્ટોને બોલા
તેમની સાથે સલાહમસલત કરવાની શરૂઆત કરી. રાજા બોલ્
"હવે આપણે યુદ્ધ કરવું પડશે તો એ બાબતમાં મને સલાહ આ
યુદ્ધ તો કરવું જ જોઇએ એને માટે હવે વાદ નથી. કારણ કહ્યું
છે કે,

'સંતોષ એ બ્રાહ્મણોનું ભૂષણ છે. તે જઇ તેનામાં અસંત
ઉમજ્ઞ થાય એટલે તેનો નાશ થાય છે. એથી ઉલટું, રાજાની વૃ
સંતુષ્ટ થાય એટલે તેનો લય થાય છે. વેશ્યાના અંગે લાજ ઉમજ્ઞ
કે તેની અવનતિ થાય છે ને કુલીન સ્ત્રીઓએ લાજ છોડી કે તેમ
અધપાતઃ થાય છે.'

આ સાંભળીને દૂરદર્શી નામનો ગીધ બોલ્યો, "યુદ્ધથી અ
અનર્થ થતા હોવાને લીધે એ કયારેયપણ કરવા પ્રવૃત્ત થવું નહીં
કારણ,

'આપણા મિત્ર, પ્રધાન, સ્નેહી સગાંવ્હાલાં વગેરેની જ્
આપણાઉપર પૂર્ણ નિષ્ઠા હોય અને શત્રુમાટે તેમનામાં સંપૂ
દ્વેષ હોય ત્યારેજ યુદ્ધ કરવું'

'મુલક તાબે થવો, નવીન મિત્ર મળવો અને સોના
(દ્રવ્ય) લાભ થવો, એવા ત્રણ પ્રકારના લાભ યુદ્ધમાંથી જણાવે
છે. એ જો ખાત્રીલાયક રીતે થતા હોય તોજ યુદ્ધ કરવું."

રાજા બોલ્યો, "મારા સર્વ સૈન્યની તપાસણી કરી,
કયું કામ આપવું એ નક્કી કરી રાખો. મંગલમુહૂર્ત જોનારા જોશ

બોલાવો અને તેની પાસેથી પ્રયાણને માટે સારામાં સારું મુહુર્ત કઢાવી લ્યો." જવાબમાં ગીધ બોલ્યો. '

'આગળ પાછળનો વિચાર ન કરતાં જે શત્રુના સૈન્યમાં ઘુસે છે તેમને શત્રુઓની તરવારનું આલિંગન મળે છે. (તે હાર માર્યો જાય છે.)'

રાજા જવાબ આપે છે, "મારા ઉત્સાહનો ભંગ થાય એવું ન બોલો. શત્રુને પાદાક્રાન્ત કરવાની ઇચ્છા રાખનારો, શત્રુનો પ્રદેશ કેવી રીતે આક્રમે છે એવુંજ વિવેચન કરો."

ગીધ બોલ્યો, "હાજી, તે પણ કહું છું. પણ તે પ્રમાણે વર્તશો તો જ તેનું ફળ મળશે." કારણ કહ્યુંજ છે કે,

"શાસ્ત્ર જાણનારા રાજાએ સલાહમસલતનો ઉપયોગ ન કર્યો તો તેને એ સલાહમસલત આપવાનો શો ઉપયોગ? ઔષધનું જ્ઞાન હોવા માત્રથી કંઇ રોગ સારો થતો નથી.'

રાજાની આજ્ઞાનું કદિપણ ઉલ્લંઘન કરવું નહીં. અને તેથીજ આપની આજ્ઞાપ્રમાણે, શત્રુને જીતવાની ઇચ્છાવાળા રાજાએ કેવી રીતે વર્તવું એ બાબતની મને જે માહિતી છે તે હું આપને જણાવું છું.'

'નદીઓ, પર્વત, અરણ્ય, કિલ્લા વગેરે જે જે ઠેકાણે સંકટનો સંભવ હોય તે તે ઠેકાણે સેનાપતિએ યોગ્ય રચના કરીને સૈન્યની ટુકડીઓ સજ્જ રાખવી.'

શૂર માણસોને સાથે લઇ સેનાપતિએ યુદ્ધના મોખરાપર રહેવું અને મધ્યભાગે, સ્ત્રીઓ, રાજા, ખજાનો ને સૈન્યનો નબળો ભાગ હોય તે રાખવો.'

'બન્ને બાજુએ ઘોડા જોઇએ અને એની પાસે રથ જોઇએ. રથની જોડે હાથી અને હાથીની પાસે પાયદળ હોવું જોઇએ.'

'જે લોક નાઉમેદ થયા હોય તેમને હિમ્મત આપતાં સેનાપતિએ એ બધાની પાછળ રહેવું. અને રાજાએ પ્રધાન, ઉત્કૃષ્ટ યોદ્ધા અને વીણી કાઢેલાં સૈન્યસહ રહેવું.'

'જે પ્રદેશ જળમય હોય કિંવા ડુંગરાળ હોય કિંવા જ્યાં વધુ ચડઉતાર હોય એ પ્રદેશપર હાથીની સહાયથી ચડાઇ કરવી, જે

પ્રદેશ સપાટ હોય તેનાપર ઘોડાની સહાયથી, પાણીમાં નૌકાની સહાયથી ને પાયદળદ્વારા સર્વત્ર એવા હલ્લા કરવા.'

'ચોમાસામાં હાથીઓને લઇ કૂચ કરવી વધુ સારૂં. આ સિવાયના બીજા વખતમાં ઘોડા લઇને કૂચ કરવી અને પાયદળ લશ્કરે કોઈ પણ વખતે કૂચ કરવાને હરકત નથી.'

'પર્વત અને નિકટના ઠેકાણે રાજાનું રક્ષણ કરવાની વ્યવસ્થા રાખવી આપણું સંરક્ષણ કરવાને આપણા પોતાના લોક છે એ વિચારથી રાજાએ કદિપણ ગાફેલ રહેવું નહીં. ઉંઘમાં સુદ્ધાં તેણે અર્ધવટ જાગૃતિ રાખવી.'

'કિલ્લામાં થનારા દંગા વગેરે શમાવીને રાજાએ શત્રુને ત્રાય ત્રાય પોકરાવવી ને તેનો નાશ કરવો. પરદેશમાં પ્રવેશ કરવાનો હોય એટલે વનચરોને આગળ મોકલી પછીથી પ્રવેશ કરવો.'

'જે ઠેકાણે રાજા હોય ત્યાં આગળ ખજાનો હોવો જોઇએ. કારણ રાજાનું રાજાપણું ખજાનાપરજ અવલંબી રહેલું હોય છે. રાજાએ સૈનિકોને પૈસા આપવા. કારણ રાજા પાસેથી પૈસા મળ્યા પછી તત્પરતાથી કોણ ન લડે?'

'કોઇએ માણસના નોકર નથી હોતા. સર્વ પૈસાના નોકર હોય છે. મોટાપણું અથવા નાનાપણું એ બધું પૈસા કિંવા તેના અભાવપર અવલંબી રહે છે.'

'બધાએ એકતાપૂર્વક લડવું અને એકબીજાનું સંરક્ષણ કરવું. સૈન્યનો જે ભાગ કમકૌવત યાને નબળો હોય તેને વ્યૂહની વચ્ચે રાખવો.'

'રાજાએ સૈન્યની મોખરે પાયદળ મોકલીને શત્રુને ચારેતરફથી ઘેરો ઘાલવો ને તેના દેશનો ઉચ્છેદ કરવો.'

'રાજાએ સપાટીઉપર રથ અને ઘોડાની સહાયથી, જલમય પ્રદેશમાં હાથી અને હોડીઓની સહાયથી, ઝાડ વગેરેથી આચ્છાદયલા પ્રદેશમાં બાણની સહાયથી અને ખુલ્લા મેદાનમાં ઢાલ, તરવાર વગેરેની સહાયથી શત્રુની સાથે યુદ્ધ કરવું.'

'તેણે શત્રુના ચારાનો, અન્નનો, પાણીનો ને બળતણનો સંગ્રહ નિરૂપયોગી કરી નાંખવો. એવીજ રીતે જળાશય, કિલ્લાની ભીંત અને ખાઇઓનો વિધ્વંસ કરી નાંખવો.'

'સૈન્યમાં સૌથી મુખ્ય હાથી છે. હાથીની બરોબરી બીજા કોઇથીએ થવાની નથી. હાથીના અવયવ એ આઠ પ્રચંડ શસ્ત્રોજ છે.'

'સૈન્યના સર્વભાગમાં અશ્વદળ એ કિલ્લાની તટબંદી જેવું છે. જેનું અશ્વદળ સામર્થ્યવાન છે તે રાજાને જમીનપરના યુદ્ધમાં ખાત્રીથી જય મળે છે.'

'ઘોડાપર બેસીને યુદ્ધ કરનારા યોદ્ધા દેવોને સુદ્ધાં દાદ દેતા નથી. શત્રુ કેટલોએ દૂર હોય તોપણ ઘોડેસ્વાર તેને ક્ષણમાત્રમાં નજીક આણી શકે છે.'

'આખા સૈન્યનું સંરક્ષણ કરવું એ યુદ્ધની અંદર સૌથી મહત્ત્વની બાબત છે. અને જૂદીજૂદી દિશામાં જનારા રસ્તા સાફ કરી રાખવા એ પાયદળનું મહત્ત્વનું કામ છે.'

'જેમાં શૂરવીર અને સર્વ શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ જાણનારા લોકોનું ભરણું હોય છે, જેમાંના લોક યુદ્ધને માટે ઉત્સુક હોય છે, જે કેટલોએ શ્રમ પડે છતાં થાકી જતા નથી, જેમાં પ્રાયઃ સુપ્રસિદ્ધ વીરોનીજ ભરતી હોય છે તે સૈન્ય ઉત્કૃષ્ટ મનાય છે.'

'રાજાના તરફથી પોતાનું સારી રીતે માનસન્માન થાય એ ઇચ્છાથી જેવા સૈનિક લોક લડે છે તેવા તે, હે રાજ્ય, પુષ્કળ દ્રવ્ય આપવાથીએ લડતા નથી.'

'સૈન્ય થોડું કાં ન હોય, પણ તે વીણી કાઢેલા ને સામર્થ્યવાન લોકોનું હોવું જોઇએ. તેમાં ખોગીરભરતી હોવી કંઇ કામનું નહીં. કારણ એવા નમાલા લોકોની નાસભાગ થતાં સારા લોકોનોએ પરાભવ થાય છે.'

'કૃપા ન બતાવવી, આગેવાન ન હોવો, જે જેને વાસ્તવિક મળવું જોઇએ તે તેને ન આપવું ને દીર્ઘસૂત્રીપણું કરવું, એનાથી સૈન્યમાંના લોકોના મન યુદ્ધને માટે ઉદાસીન બને છે.'

'શત્રુનું સૈન્ય અશક્ત અને નબળું પડી જાય એવી ઇચ્છા કરનારાએ તેને અન્નપાણી ન મળે એવી વ્યવસ્થા કરવી જોઇએ. શત્રુના સૈન્યપર લાંબી લાંબી મજલો કરવાનો પ્રસંગ આવ્યો કે તે જર્જરિત થઈ જાય છે.'

'શત્રુનો નાશ કરવાના કામમાં જો કોઇની સલાહમસલત સારી રીતે ઉપયોગમાં આવતી હોય તો, તે તેના પિત્રાઇઓની આવે છે. તેથી હરપ્રયત્ન કરીને તેના પિત્રાઇઓને તેની વિરૂદ્ધ ઉશ્કેરવા.'

'શત્રુ એક બાજુ હલ્લો કરવાની યોજનામાં ગુંથાયો હોય એ વખતે યુવરાજની સાથે અથવા મુખ્ય પ્રધાનની સાથે સ્નેહ બાંધીને શત્રુના સૈન્યમાં ભેદભાવ ઉત્પન્ન કરવો.'

'શત્રુનો એકાદો દોસ્ત યુદ્ધની અંદર નિર્દયતાથી સંહાર કરે છે એવું દેખાઈ આવતાં નાસી જવાનું બ્હાનું કરી તેને એક બાજુએ ખેંચી જઇને તેના સારી રીતે સમાચાર લેવા કિંવા તેના પશુઓને છોડી લઈ તેના આશ્રયે રહેલા લોકોને ફિતવવા ને તેનો નાશ કરી નાંખવો.'

'શત્રુના દેશમાંના (હાથ આવે તેમને) લોકોને આપણા દેશમાં રહેવાસારૂ આણવા, કિંવા જરૂર પડતાં તેને દ્રવ્ય વગેરે આપીને રહેવા આવવાને લલચાવવા. આમ કરવું એ આપણા દેશના ઉત્કર્ષને કારણરૂપ બને છે.'

આ સાંભળીને રાજા બોલ્યો, "બસ થયું. નકામું પિંજણ કરવામાં શો ફાયદો છે? આપણી ઉન્નતિ થાય અને બીજાની અવનતિ થાય એમ વર્તવું એજ રાજનીતિનું સારસર્વસ્વ છે. આ રીતે જે વર્તે છે તેની આગળ સાક્ષાત બૃહસ્પતિનુંએ કંઇ ચાલતું નથી."

ત્યાર પછી ઉઠીને, રાજા જોશીએ આપેલાં મહૂર્તમાં યુદ્ધને માટે નીકળ્યો.

આ પહેલાં જે હેર મોકલ્યો હતો તે પાછો આવી રાજાને કહે છે: "મહારાજ, ચિત્રવર્ણ બીલકુલ નજીકમાં આવી પહોંચ્યો એમ સમજો. હમણાં મલયપર્વતપર તેના સૈન્યની છાવણી પડી છે. કિલ્લાનો બંદોબસ્ત બરાબર છે કે નહીં એને માટે હમેશાં તપાસ રાખવી. કારણ ગીધ એ મહા મુત્સદ્દી છે. તેનું કોઇએક વિશ્વાસુ માણસ સાથે બોલતું થયું એ ઉપરથી આપણા કિલ્લામાં તેનો એક જાસૂસ કયારનોએ આવી બેઠો છે એ ગુપ્ત વાત મારા જાણવામાં આવી.'

આથી ચક્રવાક બોલ્યો, "કિલ્લામાં આવી બેઠેલો શત્રુ તરફનો જાસૂસ તે આ કાગડોજ હોવો જોઇએ.'

રાજાએ જવાબ આપ્યો, "એમ હોવું સંભવનીય દેખાતું નથી. એમ હોત તો પોપટને મારવાનો પ્રયત્ન તેણે શા સારૂ કર્યો હોત ? પોપટ આવ્યો ત્યારથી તો તેના અંગમાં યુદ્ધ કરવાની હિમ્મત આવી. તે હમેશાં અહીંજ હોય છે.'

પ્રધાન બોલ્યો, " એમ છે તો પરદેશી પ્રાણીને માટે સાવધપણે જ રહેવું ઠીક." રાજા બોલ્યો, " પરદેશી માણસો સુદ્ધાં વખતપર ઉપયોગી થાય છે."

'એકાદ વખતે શત્રુ પણ મિત્ર બને છે ને તેવીજ રીતે મિત્ર પણ શત્રુ થાય છે. આપણા શરીરમાં ઉપજ્ન થએલો રોગ આપણને ઇજા કરે છે. એથી ઉલટું અરણ્યમાં ઉગનારી વનસ્પતિ સુદ્ધાં આપણને હિતકારક થાય છે."

'શૂદ્રક રાજાને વીરવર નામનો એક સેવક હતો. તેણે થોડાજ વખતમાં રાજાને માટે પોતાના છોકરાનોએ પ્રાણ અર્પણ કર્યો.'

'એ શી વાત છે' એમ ચક્રવાકે પૂછતાં રાજાએ તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા સાતમી.



### વીરવર રાજપુત્ર.

શૂદ્રક રાજાના ક્રીડાસરોવરમાં કર્પૂરકેલી નામનો રાજહંસ રહેતો હતો. એને કર્પૂરમંજરી નામની એક છોકરી હતી. તેનાપર મારો પ્રેમ ચોંટયો. એ ઠેકાણે વીરવર નામનો એક મોટા રાજાનો કુંવર દૂર દેશાવરથી રાજદ્વારપાસે આવ્યો. અને પહેરાવાળાને કહ્યું કે, " હું નોકરીને માટે અહીં આવ્યો છું તો મને રાજાની મુલાકાત કરાવ." આથી પહેરાવાળો તેને રાજાની આગળ લઇ ગયો. કુંવરે રાજાને કહ્યું, " મારી નોકરીની આપને જરૂર હોય તો મારો પગાર નક્કી કરો." શૂદ્રક રાજાએ પૂછ્યું 'તારો શો પગાર છે?' કુંવરે કહ્યું, " મને દરરોજ પાંચસો મહોરો આપવી જોઇએ, " રાજાએ

જવાબ આપ્યો, " તારી પાસે હથિયાર વગેરેનો એકંદર સંગ્રહ શું છે ? " વીરવર રાજપુત્ર કહે છે, " બે હાથ અને ત્રીજી તરવાર એટલીજ મારી સામગ્રી છે. " રાજાએ કહ્યું, " આવા માણસને પાંચસો મહોરો આપીને કોણ રાખે ? " આ સાંભળીને વીરવર પોતાને માર્ગે પાછો જવા લાગ્યો. ત્યારે પ્રધાન મંડળ બોલ્યું, "મહારાજ, ચાર દિવસ એને પગાર આપો અને એનો એકંદર રાગરંગ શું છે તે તો જુઓ. એટલો પગાર આપીને રાખવાયોગ્ય એ છે કે નહીં તે એટલી મુદતમાં સમજાઇ આવશે, " મંત્રીઓના કહેવા પ્રમાણે રાજાએ તેને પાછો બોલાવ્યો અને પાનબીડા સાથે તેને પાંચસો મહોરો આપી. આ આપેલા પૈસાનો તે કેવો વ્યય કરે છે એનાપર સુદ્ધાં રાજાએ ગુપ્ત રીતે નજર રાખી. વીરવરે પોતાના ઉપજનો અરધો ભાગ બ્રાહ્મણોને આપ્યો. બાકી રહેલામાંથી અરધા ભાગનું ગરીબગરબાંઓમાં દાન કર્યું. ને રહેલો થોડો ભાગ ખાવાપીવામાં ને મજા કરવામાં વાપર્યો, આ પ્રમાણે તેની દિનચર્યા ચાલુ થઇને તે પોતે હાથમાં તરવાર લઇને રાજદ્વારમાં પડી રહ્યો. રાજા પોતે જ્યારે કહેતા ત્યારે જ તે ઘરે જતો. નહીં તો એજ જગોએ પડી રહેતો.

ત્યાર પછી એકવાર વદ્ય ચૌદશની રાતે કોઇ રડે છે એવો અવાજ રાજાના સાંભળવામાં આવ્યો. તે સાંભળી રાજાએ પૂછ્યું, " દરવાજા ઉપર કોણ છે ? " વીરવરે જવાબ આપ્યો, " મહારાજ હું છું. " રાજાએ કહ્યું, " આ રડવાનો અવાજ કયાંથી આવે છે તે જોઇ આવ. " " જેવી મહારાજાની આજ્ઞા. " આમ કહીને વીરવર જે દિશાએથી રડવાનો અવાજ સંભળાતો હતો તે દિશાએ ગયો. તેના ગયા પછી રાજાએ વિચાર કર્યો કે, આવા ભયંકર અંધારામાં મેં તેને એકલાને મોકલ્યો એ કંઇ ઠીક કર્યું નહીં. તો આપણે પોતે તેની પાછળ જઇને શુ છે તે જોઇ આવવું. આવો વિચાર કરીને રાજાએ પોતાની તરવાર લીધી અને અવાજના ધોરણ પ્રમાણે જતાં જતાં તે નગરની બહાર એક ઠેકાણે જઇ પહોંચ્યો. ત્યાર પહેલાંજ સુંદર, જુવાન અને શરીરે સર્વ અલંકાર પહેરેલી એવી એક સ્ત્રી રડે છે એ બીના વીરવર રાજપુત્રે જોઇ હતી. તેથી તેણે " તું કોણ છે અને અહીં શા સારૂ રડે છે ? " આવો સવાલ કર્યો. ત્યારે

તે બાઇએ જવાબ આપ્યો. "હું આ શૂદ્રક રાજાની રાજલક્ષ્મી છું. આજ અનેક વર્ષોથી હું એના આશ્રયે રહી છું પણ હવે માત્ર હું બીજે ઠેકાણે જવાની છું." તેનું આ ભાષણ સાંભળીને વીરવર બોલ્યો, "જ્યાં સંકટનો સંભવ હોય છે ત્યાં તેનો ઉપાય પણ અવશ્ય હોય છે. તો શું કરવાથી તારૂં અહીં કાયમનું રહેવાનું થાય એ કહે." લક્ષ્મી બોલી, "બત્રીસ લક્ષણથી યુક્ત એવા તારા છોકરાનો જો દેવીને ભોગ આપે તો અહીં મારૂં રહેવું ફરીથી કાયમ થાય." આમ કહીને તે બાઇ અદ્રશ્ય થઇ ગઇ.

ત્યાર પછી વીરવર પોતાને ઘેર ગયો. અને તેણે પોતાની સ્ત્રીને તથા છોકરાને ઉઠાડયાં. બેઉ જણ ઉઠીને બેઠાં થયાં ને વીરવરે તેમને લક્ષ્મીનું કહેવું કહી સંભળાવ્યું. તે સાંભળીને શક્તિશ્વર આનંદથી કહેવા લાગ્યો, "બાપુજી, મહારાજાના રાજ્યનું સંરક્ષણ કરવા સારૂ પોતાના દેહનો ઉપયોગ કરવાની મને તક મળી એ બહુ સારૂં થયું. હું ખરેખરજ મને પોતાને ધન્ય સમજું છું. તો હવે વિલંબ શા સારૂ કરો છો ? આવા કામમાં દેહનો ઉપયોગ થવો એ અત્યંત શ્રેયસ્કર છે. કારણ,

"ડાહ્યા માણસોએ પોતાનાં દ્રવ્ય અને જીવિત એ ઉભયનો બીજાના કલ્યાણ અર્થે ત્યાગ કરવો. દેહ એ કયારેને કયારેય પણ નાશ થવાનો જ છે. તો આવા કામમાં તેનો ઉપયોગ થએલો શું ખોટો ?"

આ સાંભળીને શક્તિશ્વરની મા બોલી, "એમ ન કરીએ તો રાજાએ આપણને આટલો પગાર આપીને રાખ્યા એનો બદલો તેને બીજા શાથી આપી શકાશે ?" આ પ્રમાણે વિચાર કરીને તે બધા જે ઠેકાણે દેવી હતી તે ઠેકાણે ગયા. ત્યાં પહોંચ્યા પછી વીરવર બોલ્યો, "હે દેવી, તારી અમારાપર કૃપા હો. શૂદ્રક મહારાજનો વિજય થાઓ. તને ભોગ દેવા સારૂ હું મારા છોકરાને લઇ આવ્યો છું. તેનો સ્વીકાર કર." આમ કહીને તેણે છોકરાનું મસ્તક કાપી નાંખ્યું. ત્યાર પછી વીરવર મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'રાજાના પગારનો બદલો આપીને હું તેના ઋણમાંથી મુક્ત થયો. હવે આ જગતમાં નિપુત્રિક આયુષ્ય વિતાવવામાં શો સાર છે ?' એવા વિચા-

રથી તેણે પોતાનો શિરચ્છેદ કર્યો. છોકરો ગયો અને ધણી ગયો, એથી દુઃખિત થઇને વીરવરની વીર સ્ત્રીએ પણ આત્મહત્યા કરી. આ સર્વ પ્રકાર જોઇને રાજા આશ્ચર્યચકિત થઇ વિચાર કરવા લાગ્યો.

'મારા જેવા ક્ષુદ્ર પ્રાણી કેટલાય જન્મે છે અને મરે છે. પણ આના જેવો મહાત્મા પૂર્વે પણ થયો નથી અને હવે પછી પણ થવાનો નથી.'

"આવો મહાત્મા ગયા પછી આ રાજ્યને પણ મારે શું કરવું છે?" આમ કહીને પોતાનું માથું કાપવા સારૂ તેણે તરવાર ઉચકી એટલામાં સર્વમંગલાદેવીએ, તરવારનો ઘા કરવા સારૂ ઉંચકેલો તેને હાથ ઉપરનો ઉપરજ પકડી રાખ્યો. અને દેવી બોલી, "પુત્ર, હું તારાપર પ્રસન્ન થઈ છું. આવું ભલતુંજ સાહસ ન કર. આજન્મ તારા રાજ્યને કોઇ પણ જાતનું વિઘ્ન આવશે નહીં." રાજાએ દેવીને સાષ્ટાંગ નમસ્કાર કરીને જવાબ આપ્યો, "દેવી, મારે રાજ્ય લઇને અને જીવીને પણ હવે શું કરવું છે? દેવીને મારી દયા આવતી હોય તો તેણે મારૂં રહેલું આયુષ્ય આ વીરવરને આપી તેની સ્ત્રી અને છોકરાસહ તેને જીવતો કરવો. આમ જો ન થતું હોય તો હું આ ઠરાવેલા માર્ગનોજ સ્વીકાર કરવાનો." દેવીએ જવાબ આપ્યો, "તારી આ સત્વશીલતા અને સેવક માટેની વત્સલતા જોઇને હું સંતુષ્ટ થઇ છું. જા તારો વિજય હો. વીરવર રાજપુત્ર તેની સ્ત્રી અને પરિવારસહ જીવતો થશે." આમ કહીને દેવી અદ્રશ્ય થઇ ત્યાર પછી વીરવર પોતાની સ્ત્રી અને છોકરા સહીત જીવતો થયો અને ઘરે ગયો. રાજા પણ તેની નજરે ન પડતાં તાબડતોબ રાજમહેલ તરફ ગયો.

હમેશ પ્રમાણે સવારે વીરવર રાજદ્વારમાં બેઠેલોજ હતો. રાજાએ પૂછયા ઉપરથી તે બોલ્યો. 'મહારાજ, એ રડનારી સ્ત્રી મને જોઇને અદ્રશ્ય થઇ ગઇ. આ સિવાય બીજી કંઈ હકીકત નથી.' તેનું આ ભાષણ સાંભળીને રાજા વિચાર કરવા લાગ્યો, 'આ ખરેખર કેટલો લોકોત્તર પુરૂષ છે!' કારણ,

'જે નતદ્રષ્ટ નથી તેણે હમેશાં લોકોના મનને સુખ થાય એમ બોલવું. શૂર માણસે આત્મસ્તુતિ કયારેય પણ કરવી નહીં.



આમ કહીને પોતાનું માથું કાપવા સારૂ તેણે તરવાર ઉંચકી એટલામાં સર્વમંગળાદેવીએ, તરવારનો ઘા કરવા સારૂ ઉંચકેલો તેનો હાથ ઉપરનો ઉપર જ પકડી રાખ્યો. [ પૃ. ૧૧૬

દાનશીલ માણસે અપાત્રે દાન કદિપણ કરવું નહીં અને ધૈર્યવાન માણસે દયાળુપણાથી વર્તવું.'

મહાપુરૂષનાં આ બધાં લક્ષણો આનામાં છે.

બીજે દિવસે સવારે રાજાએ દરબાર ભરીને દરબારમાં આવેલા સર્વ પ્રમુખ લોકો આગળ રાજાએ વીરવરનો બધો વૃત્તાંત કહી બતાવ્યો અને તેનાપર સંતુષ્ટ થઇ તેને કર્ણાટકનું રાજ્ય આપ્યું.

તો પરદેશી મનુષ્ય દુષ્ટ હોય છે જ એવો કંઇ નિયમ નથી, એ આ વાત ઉપરથી તમારા લક્ષમાં આવશે. એમનામાં સુદ્ધાં ઉત્તમ મધ્યમ અને અધમ એવા પ્રકાર હોય છે.

આ સાંભળીને ચક્રવાક બોલ્યો, 'કેવળ રાજાની ખુશામત કરવા સારૂ જે પ્રધાન અયોગ્ય વાત કરવાને તૈયાર થાય છે તે પ્રધાન બીલકુલ નકામો છે. રાજાના મનને દુઃખ થાય તોપણ હરકત નહીં. પણ અયોગ્ય કાર્ય કરીને તેનો નાશ ન થવા દેવો એવુંજ પ્રધાનનું ધોરણ હોવું જોઇએ.'

વૈદ્ય, ગુરૂ અને મંત્રી એ (મ્હોંઢાપુરતું બોલીને) જે રાજાની કૃપા મેળવે છે, એ રાજાનું શરીર, ધર્મ અને ખજાનાનો હ્રાસ થાય છે.

'એકાદાને પુણ્યાઇથી જે કંઇ પ્રાપ્ત થયું હોય તે મને પણ થશે એવી માન્યતા કરી લઇને ધનનો નિધિ પોતાને મળે એ ઇચ્છાથી એક હજામે બુદ્ધ ભિક્ષુને ઠાર માર્યો અને પોતે પણ છેવટે માર્યો ગયો.'

'એ શી વાત છે' એમ રાજાએ પૂછતાં પ્રધાને તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા આઠમી.

—×—

### બુદ્ધ ભિક્ષુ અને મહોરોનો હાંડો.

અયોધ્યામાં ચૂડામણી નામનો એક ક્ષત્રિય રહેતો હતો. એણે પોતાને ધન મળે એટલા સારૂ બહુ કલેશ સહન કરીને શંકરની

આરાધના કરી. આ આરાધનાથી તેના પાપ ધોવાઈ જતાં સ્વપ્નમાં આવીને કુબેરે તેને કહ્યું કે, "આજ સવારે હજામત કરાવીને ને હાથમાં એક લાકડી લઇને તું તારા ઘરમાં સંતાઈ બેસ. ઘરના આંગણામાં તને એક બુદ્ધ ભિક્ષુ આવેલો દેખાશે. તેને એ લાકડી વડે કોઇપણ પ્રકારની દયામાયા ન બતાવતાં મારીમારીને ઠાર કર. એટલે તેનો એક સોનામહોરોનો હાંડો બનશે. તે લઇને તું તારો આખો જન્મ સુખમાં અને મોજમજાહમાં વીતાવજે." આ પ્રમાણે બધું બની આવ્યું. હજામત કરવા સારૂ બોલાવેલા હજામે એ બધું જોયું અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "સોનાનો ભંડાર હાથ લાગવાનો આ નુસ્કો છે તે હું પણ શા સારૂ ન અજમાવી જોઉં?" આ પ્રમાણે વિચાર કરીને એ હજામ રોજ એક લાકડી લઇને ઘરમાં છુપાઇ એકાદા ભિક્ષુની વાટ જોતો બેસી રહે. આવો ક્રમ ઘણા દિવસ ચાલ્યો. છેવટે એક દિવસે તેના ઘરમાં એક ભિક્ષુ આવ્યો. અને હજામે તેને લાકડીથી મારીમારીને પૂરો કર્યો. આ ગુન્હાને માટે રાજાએ તેને ફાંસીએ લટકાવ્યો. અને તેથીજ કહું છું કે, એકાદાને જે તેની પુણ્યાઇથી પ્રાપ્ત થાય છે તે આપણનેએ થશે એમ સમજીને કોઇએ અવિચાર કરવો નહીં. રાજા બોલ્યો.

'પરાયો મનુષ્ય આપણી સાથે કંઈ કારણ નહોવાં છતાં મિત્રતાથી વર્તશે કિંવા આપણી સાથે વિશ્વાસઘાત કરશે એ પહેલાં બની ગએલી બાબતોની હકીકત ઉપરથી કેવી રીતે સમજી શકાય?'

હશે. તે ગમે તેમ હો. હવે આપણે ચાલુ વિષયતરફ વળીએ. મલય પર્વતપર ચિત્રવર્ણ ખરોખરજ આવ્યો હોય તો હવે આપણે શી યોજના કરવી જોઇએ?

પ્રધાન જવાબ આપે છે, "હમણાંજ આપણો જાસુસ આવ્યો અને તેના તરફથી જાણવામાં આવ્યું કે, ચિત્રવર્ણ રાજા પોતાના મુખ્ય પ્રધાન ગીધના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી. અર્થાત્ એ મૂર્ખનો પરાભવ કરવાનું કામ હવે સુલભ થયું છે." કારણ કહ્યુંજ છે કે,

'લોભી, નિર્દય, આળસુ, લુચ્ચો, નિષ્કાળજી, બ્હીકણ અસ્થિર, મૂર્ખ, કિંવા યોદ્ધાઓનો તિરસ્કાર કરનારો એવો જે શત્રુ હોય છે તેનો પરાભવ સહજમાં કરી શકાય છે.'



છેવટે એક દિવસે તેના ઘરમાં એક ભિક્ષુ આવ્યો. અને હજામે તેને લાકડીથી મારી મારીને પૂરો કર્યો. [પૃ. ૧૧૮

'તો આપણા કિલ્લાનું પ્રવેશદ્વાર તેણે ઘેરી રાખ્યું નથી, ત્યાં સુધીમાં નદી, પર્વત અરણ્ય વગેરેમાંથી આવવાના માર્ગપર જ્યાં જ્યાં તેનું સૈન્ય હોય ત્યાં ત્યાં હલ્લા કરવાને સારસાદિ સેનાપતિઓને હુકમ આપો." કારણ કહ્યુંજ છે કે,

'શત્રુનું સૈન્ય લાંબો રસ્તો કાપીને આવ્યું હોવાથી થાકી ગયું હોય, નદી, પર્વત કિંવા જંગલોથી ઘેરાયલું હોય, ભયંકર અગ્નિના ભયથી ગભરાઇ ગયું હોય, ભૂખથી અથવા તરસથી વ્યાકૂળ થએલું હોય, ગાફલ હોય, ખાવાપીવામાં ગુંથાયું હોય, રોગ કિંવા દુષ્કાળથી ગાંજેલું હોય, એની છાવણી એક જગોએ સ્થિર નહોય, તે સંખ્યામાં થોડું હોય, પવન પાણી અને વરસાદથી કંટાળી ગયું હોય, કાદવ, કચરો ધૂળ વગેરેથી છવાઇ ગયું હોય, તે વીખરાયલું હોય, કિંવા પછવાડે ચોર વગેરે લાગવાથી નાસતું હોય એવે વખતેજ રાજાએ શત્રુના સૈન્યપર છાપો મારીને તેનો નાશ કરવો.'

'છાપો આવશે એવી બ્હીકથી આખી રાત જાગરણ કરીને થાકી જવાથી દિવસે સુતેલું અને ઉંઘથી તદ્દન ઘેરાઇ ગએલું એવી સ્થિતિમાં જ્યારે શત્રુનું સૈન્ય હોય ત્યારે રાજાએ તેનાપર ચડાઈ કરી જવી.'

ગાફલપણાથી રહેનારા આવા તે રાજાના સૈન્યને આપણા સેનાપતિએ દિવસે અને રાત્રે ઉપરાછાપરી છાપા મારીને ઠાર કર્યું.

આ પ્રમાણે વ્યવસ્થા થતાં ચિત્રવર્ણના અનેક સેનાપતિ અને સેંકડો લડવૈયા માર્યા ગયા. આથી દુ:ખિત થઇને ચિત્રવર્ણ પોતાના દૂરદર્શી પ્રધાનને કહે છે, 'આપનું મારા તરફ આટલું દુર્લક્ષ કેમ થાય છે? મારે હાથે આપનો ઉપમર્દ અથવા અપમાન વગેરે કંઇ થયું છે શું?' કારણ કહ્યુંજ છે કે,

'રાજ્યપદ મળ્યું એટલાજ કારણથી કોઇએ અભિમાનમાં આવી ફુલાઇ જઇ અયોગ્ય વર્તન કરવું નહીં. ઘડપણથી જે પ્રમાણે સ્વરૂપમાં બગાડ થાય છે તે પ્રમાણેજ ઉદ્ધત વર્તનથી સંપત્તિનો હ્રાસ થાય છે.'

'જે દક્ષતાથી વર્તે છે તેને જ સંપત્તિ મળે છે. જે સારું અન્ન ખાય છે તેની શરીરપ્રકૃતિ સારી હોય છે. જે નિરોગી હોય છે તેને

સુખ થાય છે, જે ઉદ્યોગ કરે છે તેજ વિદ્વાન બને છે, અને જે વિનયશીલતાથી વર્તે છે તેનાથીજ ધર્મ, સંપત્તિ અને કીર્તિ મેળવી શકાય છે.'

આ સાંભળી ગીધ બોલ્યો, "મહારાજ, સાંભળો."

'રાજા અશિક્ષિત હોય પણ તે જો જ્ઞાનવૃદ્ધ લોકોની સલાહ પ્રમાણે ચાલે તો પાણીની પાસે ઉગેલા ઝાડનું જે પ્રમાણે પોષણ થાય છે તે પ્રમાણે જ તેને વિપુલ સંપત્તિ મળે છે.'

'મદ્યપાન, સ્ત્રીઓનો છંદ, શિકારનું વ્યસન, જુગારનું વ્યસન સંપત્તિનો દુરૂપયોગ, કઠોર ભાષણ ને કડક શાસન કરવું એ દુર્ગુણ રાજાઓમાં કયારેય પણ ન હોવા જોઇએ.'

'જે કેવળ સાહસનીજ પાછળ લાગેલો હોય છે તેને, કિંવા આ ઉપાય યોજું કે તે ઉપાય યોજું આવો જેના મનમાં હમેશાં વિચારોની ગડમથલ ચાલુ હોય છે તેને પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ થવી શકય નથી હોતી. ન્યાય અને શૌર્યના યોગેજ સંપત્તિનો લાભ થાય છે.'

'આપણા સૈન્યના ઉત્સાહઉપરજ આધાર રાખીને અને સાહસથીજ બધાં કાર્યો થાય છે એવી ભાવના રાખીને આપે મારી આપેલી સલાહ તરફ દુર્લક્ષ કર્યું ને મને ગમે તેમ બોલ્યા તેનુજ આ ફળ આપને ભોગવવું પડે છે.'

'જે રાજાનો મંત્રી ખરાબ હોય છે તેને હાથે કયો દોષ થતો નથી? ખરાબ અન્ન ખાનારો કયો માણસ રોગથી પછડાતો નથી? સંપત્તિ કોનામાં અહંકાર ઉત્પન્ન કરતી નથી? મૃત્યુ કોને હાર મારતું નથી? સ્ત્રીઓના વિલાસથી કોની હાનિ નથી થતી?'

'દુઃખ એ આનંદનો વિધ્વંસ કરે છે, શરદ્ઋતુના સૌન્દર્યનો શિયાળાથી બગાડ થાય છે, સૂર્ય અંધકારનો નાશ કરે છે, સત્કૃત્યની ઉપર કૃતઘ્નતાથી પડદો પડે છે, ઇચ્છિત વસ્તુ મળવાથી દુઃખ દૂર થાય છે, ન્યાયપૂર્વક વર્તવાથી દુઃખનો નાશ થાય છે અને અન્યાયથી વર્ત્યાં કે મોટીમોટી જાગીરો સુદ્ધાં ધૂળમાં મળી જાય છે.'

તેથી મેં વિચાર કર્યો કે આ રાજા નિર્બુદ્ધ છે. તેમ નહોત તો નીતિકથાના ચન્દ્રપ્રકાશનો દુર્લક્ષપણરૂપી મસાલવડે તેણે કદિપણ નાશ ન કર્યો હોત.

જેને પોતાની બુદ્ધિ નથી તેને શાસ્ત્રનો શો ઉપયોગ થવાનો?

આવો વિચાર કરીને તે સ્વસ્થ બેઠો. ત્યારે રાજાએ તેને હાથ જોડીને કહ્યું, "આ મારો અપરાધ છે. હવે હું બાકી રહેલા સૈન્ય સાથે પાછો વળીને વિંધ્ય પર્વત તરફ જાઉં છું. કેવી રીતે વર્તવું એ બાબતમાં માત્ર આપ મને ઉપદેશ કરો." રાજાનું આ ભાષણ સાંભળીને ગીધ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો "હવે પ્રતિકારનો કંઇપણ ઉપાય યોજવો જોઇએ." કારણ,

'દેવતા, ગુરૂ, રાજા, બ્રાહ્મણ, નાનું બાળક, વૃદ્ધ માણસ અને રોગી, એમની બાબતમાં ગુસ્સો આવતાં ગુસ્સાને કાબુમાં રાખવો.'

પ્રધાન હસીને બોલ્યો, "મહારાજ, આમ ડરો નહીં. હિમ્મત રાખો.' સાંભળો મહારાજ:—

'શાન્તતાનો લોપ થાય એટલેજ પ્રધાનોની વૃત્તિની કસોટી થાય છે. સન્નિપાત ઉપર ઔષધયોજના કરવાના કામમાં જ વૈદ્યની ખરી પરીક્ષા થાય છે, બધું સ્થિરસ્થાવર હોવા પછી પાંડિત્ય કોણ કરતું નથી?'

'અજ્ઞ લોકોનું કામ બીલકુલ અલ્પ હોય છે. પણ એટલાથીજ તે મુંઝાઇને ગભરાઇ જાય છે. પણ ડાહ્યા લોક મોટું કાર્ય હાથમાં લે છે. પણ એથી તેઓ કદિ ડગમગતા નથી કે મુંઝાઇને ગભરાઇ પણ જતા નથી.'

તો હવે તમારાજ પ્રભાવથી કિલ્લો સર કરીને આપને હું વિંધ્ય ગિરીપર થોડાજ વખતમાં સુખરૂપ પહોચાડું છું

રાજા બોલ્યો, "આપણું સૈન્ય બીલકુલ થોડુંજ બાકી રહ્યું છે તો કિલ્લો સર કરવાનું કેવી રીતે શકય છે?" ગીધે જવાબ આપ્યો, "તેની ચિન્તા આપે નથી કરવાની. તે બધું શાન્તપણે થયાંજ કરશે. જય મેળવવાની ઇચ્છા કરનારાનું પહેલું લક્ષણ તે, કોઇ પણ કામમાં દીર્ઘસુત્રીપણું નહીં કરવું એ છે. વિચાર નક્કી થયો કે તત્કાળ કામે લાગવું. તો આપણે હવે વિલંબ ન કરતાં કિલ્લાને ઘેરો નાંખવાના કામે લાગવું."

એટલામાં બગલાએ બધી જાતની તપાસ કરી આવીને હિરણ્યગર્ભને આ પ્રમાણે હકીકત કહી:— "મહારાજ, ચિત્રવર્ણ રાજાની

પાસે હવે બહુ જ થોડું સૈન્ય બાકી રહ્યું છે. મુખ્ય પ્રધાન ગીધની સલાહ પ્રમાણે તે હવે કિલ્લાને ઘેરો નાંખવાના વિચારમાં છે." આ સાંભળી રાજા બોલ્યો, 'મિત્ર ચક્રવાક, હવે શી વ્યવસ્થા કરીશું?' ચક્રવાક જવાબ આપે છે, 'આપણા સૈન્યના બળાબળનો પ્રથમ વિચાર કરવો જોઇએ. બળાબળ કેટલું છે એ જાણ્યા પછી સહુને તેમની તેમની યોગ્યતા પ્રમાણે પૈસા, પોષાક વગેરે આપીને તે બધા ખુશ થાય એમ કરવું.' કારણ કહ્યુંજ છે કે,

'જે એક કોડીનું પણ નિષ્કારણ ખર્ચ કરતો નથી, પણ વખત આવ્યો એટલે જે કોટયાવધી રૂપિયા ખર્ચ કરવાને પાછું વાળી જોતો નથી એવા રાજાનોજ લક્ષ્મી કાયમનો આશ્રય કરીને રહે છે.'

સિવાય,

'યજ્ઞ પ્રસંગે, લગ્ન કાર્યમાં, સંકટસમયે, શત્રુનો નાશ કરવાના કામમાં, આબરૂ વધે એવા કાર્યમાં, મિત્ર મેળવવાના કામમાં અને પોતાના ગરીબ સગાંવહાલાઓને મદદ આપવાની બાબતમાં દ્રવ્ય ખર્ચવાને કયારેય પણ આઘુંપાછું જોવું નહીં.'

આ કામમાં કેટલુંએ દ્રવ્ય ખર્ચવામાં આવે તો પણ એ ખર્ચનારને માથે ઉડાઉપણાનો દોષ લાગતો નથી.

'ચાર પૈસા બચાવવા સારૂ મૂર્ખ મનુષ્ય પોતાના સર્વસ્વનો નાશ કરી લે છે. કેવળ જકાત બચાવવા સારૂ પોતાના સર્વ માલનો નાશ કરવાને કોઇ ડાહ્યો વ્યાપારી કદિપણ તૈયાર થશે કે?'

અને તેથીજ કહું છું કે, 'આપે આ વખતે કંજુસપણું ન રાખતાં આપણા યોદ્ધાઓને ઇનામો આપી તેમનું સન્માન કરીને સંતુષ્ટ કરવા. કારણ કહ્યુંજ છે કે,

'એકબીજાના પરિચયવાળા અને પોતાનો પ્રાણ પણ ખર્ચવાને તૈયાર થનારા એવા કુલીન લોકોને સન્માનપૂર્વક સંતુષ્ટ રાખ્યા કે તેઓ શત્રુનો પરાજય કરશે.'

'સારા લડવૈયા, સુસ્વભાવી, એકતાથી વર્તનારા, નિશ્ચયને અડગ રાખનારા, એવા પાંચસોજ સૈનિક હોય તોપણ તે શત્રુના આખા સૈન્યનો નાશ કરવાને પૂરા પડે છે.'

'સારા કોણુ અને ખરાબ કોણુ એની પરીક્ષા કરતાં જેને આવડતું નથી, જેનું વર્તન કડક છે, જે લોકોની હાનિ કરે છે, એવા રાજાને શિષ્ટ લોક પણુ તજી જાય છે. પછી જે કેવળ આપસ્વાર્થી છે એવા રાજાને લોકો છોડી જાય તો તેમાં આશ્ચર્ય શું?'

'ખરાપણું, પરાક્રમ, દયા અને ઉદારતા એ ગુણ રાજાનામાં હોવા અવશ્ય છે. જેના અંગે આ ગુણો ન હોય તેની સર્વ લોક નિંદા કરે છે.'

એ લક્ષમાં રાખીને આપે પ્રથમ પ્રધાનમંડળને સંતુષ્ટ કરવું. કારણુ કહ્યુંજ છે કે,

'એક માણુસનું નશીબ બીજાની સાથે સંલગ્ન થાય એટલે બન્નેનોય ઉત્કર્ષ અથવા અપકર્ષ એકબીજાની સાથેજ થાય છે. અને તેથી તે માણુસે એનાપર વિશ્વાસ મૂકીને એની, પોતાના પ્રાણુ અને ધનનું સંરક્ષણુ કરવાના કામમાં યોજના કરવી.'

'લફંગો માણુસ, સ્ત્રી કિંવા બાળક એ જે રાજાના મંત્રી હોય છે તે અનીતિના વાયુથી ડોલતો ડોલતો કાર્યરૂપ સમુદ્રમાં ડૂબી જાય છે.'

વળી સાંભળો, મહારાજઃ—

'કોઇનો સંતોષ થાય કે ગુસ્સો થાય તોપણુ એ બન્ને જેને સરખાંજ હોય છે, શાસ્ત્રાર્થપર જેનો વિશ્વાસ હોય છે, અને જે પોતાના સેવકોની કદિપણુ ઉપેક્ષા કરતો નથી તેને પૃથ્વી વિપુલ ધન આપે છે.'

'જેની ઉન્નતિ કિંવા અવનતિ એ આપણા બરોબરજ થવાની છે તે કેવળ પોતાનો પ્રધાન છે તેથી રાજાએ તેનો કદિપણુ ઉપમર્દ કરવો નહીં.'

'જે રાજા અભિમાનથી આંધળો થયો છે અને તેથી જેની સ્થિતિ મદાંધ થએલા હાથીના જેવી થાય છે તે રાજાને હાથ આપી ઉપર કાઢવાના કામમાં મિત્ર અને પ્રધાનની કૃતિ કારણીભૂત થાય છે.'

એટલામાં મેઘવર્ણ આવ્યો ને નમસ્કાર કરીને બોલ્યો, "મહારાજ, મારૂં કહેવું બરાબર સાંભળી લેવાની કૃપા કરવી. શત્રુ

કિલ્લાના દરવાજા પાસે આવી પહોંચ્યો છે. આપનો હુકમ હોય તો હમણાંજ બહાર જઇને હું મારૂં શું પરાક્રમ છે તે બતાવું. આથી કરી મહારાજનું ઋણ મારા હાથે ફીટશે."

આ સાંભળી ચક્રવાક બોલ્યો, "ના, ના, એમ ન કરતો. બહાર જઇને યુદ્ધ કરવું હોય તો પછી કિલ્લાનો આશ્રય તે શું કરવાનો હતો ?"

'મઘર પાણીમાં હોય ત્યાંસુધીજ ભયંકર હોય છે. પાણીની બહાર આવ્યો કે તેને કોઇએ પણ પાદાક્રાન્ત કરવો ! સિંહ કેટલોએ શૂર હોય તોપણ વનથી બહાર આવ્યો કે તત્કાળ કૂતરા જેવો ગરીબ બને છે.'

મહારાજ, આપે પોતે જઇને યુદ્ધનું નિરીક્ષણ કરવું, કારણ,

'રાજાએ પોતાના સૈન્યને આગળ કરી તેને લડવા માટે ઉત્તેજન દેવું, ને તે કેવી રીતે લડે છે તે જાતે જોવું. કારણ ધણી પાસે હોય એટલે કૂતરો પણ સિંહની પેઠે શૂરપણું બતાવતો નથી કે ?"

ત્યાર પછી તે બધા કિલ્લાના દરવાજા આગળ ગયા અને ત્યાં ઘનઘોર સંગ્રામ કર્યો. બીજે દિવસે ચિત્રવર્ણ રાજા ગીધ પ્રત્યે બોલ્યો, "હવે તમારી પ્રતિજ્ઞા ખરી કરો." ગીધે જવાબ આપ્યો, "મહારાજ, હું શું કહું છું તે સાંભળો."

જ્યારે કિલ્લામાંના લડવૈયાને અંગે ઘણા દિવસ ટકનારો ઘેરો સહન કરવાની તાકત નથી હોતી કિંવા તેમની સંખ્યા નાની હોય છે, જ્યારે એ સૈન્યના નાયક મૂર્ખ કિંવા દુર્વ્યસની હોય છે, સૈન્યનાં માણસો બ્હીકણ હોય છે, કિલ્લાનું સંરક્ષણ સારી રીતે થએલું હોતું નથી એ વખતે એ કિલ્લાપર આફત આવ્યા સિવાય રહેતી નથી.'

પણ આપણા સૈન્યની એવી સ્થિતિ નથી.

'વિશ્વાસઘાત, દીર્ઘ મુદતસુધી ઘેરો કાયમ રાખવો, છાપા મારવા, અને પરાકાષ્ટાનું પરાક્રમ કરવું એ કિલ્લો હસ્તગત કરી લેવાના ચાર પ્રકાર છે.'

તો આપણે આ ઠેકાણે બની શકે તેટલો પ્રયત્ન કરીએ. (કાનમાં) "આવી વ્યવસ્થા કરવી જોઇએ." ત્યાર પછી સૂર્યોદયની

પહેલાં કિલ્લાના ચારે દરવાજે ઘનઘોર યુદ્ધ ચાલુ હતું એટલામાં કાગ-ડાએ કિલ્લાની અંદરના મધ્યભાગમાં અગ્નિ મૂકી દીધો. અને તેની બરોબરજ "કિલ્લો સર થયો," "કિલ્લો સર થયો." એવી જયઘોષણા સાંભળીને ને કિલ્લામાં ચારે તરફ આગ ફેલાયલી જોઇને કિલ્લામાં રહેલા રાજહંસના સૈનિકો સરોવરમાં પેઠા. કારણ કહ્યું જ છે કે,

'સારા મનુષ્યની સલાહમસલત પ્રમાણે વર્તવું, ઉત્કૃષ્ટ પ્રકારનું પરાક્રમ કરવું, શિકસ્તનું યુદ્ધ કરવું, એમાંથીએ નાશી જવાનો વખત આવ્યો તો તાબડતોબ નાશી જવું "શું કરૂં, કેમ કરૂં" આવા વિચારમાં વખત ગુમાવવો નહીં'

રાજહંસ સ્વભાવતઃ ધીમે ધીમે ચાલનારો હતો. તેની સાથે સારસ પક્ષી પણ હતો. ચિત્રવર્ણનો સેનાપતિ એક કૂકડો હતો, એણે રાજાને ઘેર્યો. ત્યારે હિરણ્યગર્ભે સારસને કહ્યું, "ભાઇ, સ્વામિભક્તિથી મારી સાથે રહીને નકામો તારો પ્રાણ શા સારૂ જોખમમાં નાંખે છે? હજુ તારે અહીંથી જવું શક્ય છે. તો તું અહીંથી તાબડતોબ સરોવરમાં જા ને પોતાનું રક્ષણ કર. ચૂડામણિ નામના મારા છોકરાને સર્વજ્ઞની સંમતિથી ગાદીપર બેસાડ." સારસે જવાબ આપ્યો, "મહારાજ, આવું અમંગળ બોલવું મારાથી સહન નહીં થઇ શકે. આકાશમાં જ્યાં સુધી સૂર્ય, ચન્દ્ર છે ત્યાં સુધી મહારાજાનો સદૈવ વિજય રહો! હુ કિલ્લાનો અધિકારી છું. મારા લોહીમાંસની રસ્તાપર નીક ચાલ્યા પછીજ શત્રુનો કિલ્લામાં પ્રવેશ થશે, સિવાય નહીં." કારણ,

'ઉદાર, ક્ષમાશીલ અને ગુણગ્રાહી એવો ધણી મળવો બહુ મુશ્કેલ હોય છે.'

રાજા જવાબ આપે છે,

'આચરણમાં શુદ્ધ, કાર્યમાં દક્ષ અને સ્વામિનિષ્ઠ એવો સેવક પણ મળવો દુર્લભ હોય છે.'

સારસ બોલ્યો, "સાંભળો મહારાજ."

'સમરાંગણમાંથી નાશી જવાને લીધે મૃત્યુનો ભય મટી જતો હોય તો ત્યાંથી બીજે સ્થળે જવું યોગ્ય ઠરી શકે. પણ પ્રાણીને

મરણ તો કદિ ચુકતું નથી આ સિદ્ધાન્ત ખરો છે તો રણભૂમિ ઉપ-રથી નાસી જઇને વ્યર્થ દુષ્કીર્તિ શા સારૂ કરી લેવી?'

'વાયુને લીધે સમુદ્રમાં ઉઠનારાં મોજાંની લીલાપ્રમાણે ક્ષણ-ભંગુર એવા આ જગતમાં બીજાને માટે પોતાના પ્રાણનીએ આહુતિ આપવાનો સુપ્રસંગ મહાપુણ્યાઇથી પ્રાપ્ત થાય છે.'

'રાજા, પ્રધાન, રાષ્ટ્ર, કિલ્લો, ખજાનો, સૈન્ય, મિત્ર, પ્રજાજન અને નાગરિકોનો સમુદાય એ રાજ્યના ઘટક છે.'

મહારાજ, આપ અમારા માલીક છો, હરપ્રયત્ને આપનું રક્ષણ કરવું એ અમારૂં કર્તવ્ય છે. કારણ,

'પ્રજાજનોની સ્થિતિ કેટલીએ ઉત્કર્ષવાળી હોય તોપણ રાજાને તજીને રહેવું તેને શકય નથી હોતું. મનુષ્યનું આયુષ્યજ પૂરૂં થયા પછી મોટો ધન્વંતરી આણીએ તોપણ તેનો શો ઉપયોગ?'

'રાજાને મરણ આવ્યું એટલે પ્રજાને પણ મરણ આવે છે. રાજાનો ઉત્કર્ષ થાય એટલે પ્રજાનો ઉત્કર્ષ થાય છે. સૂર્યકમલ જે પ્રમાણે સૂર્યોદય થતાં ખીલે છે ને સૂર્યાસ્તની સાથે બીડાઇ જાય છે તદ્વતજ આ સ્થિતિ છે.'

ત્યાર પછી કૂકડાએ આવી પોતાના તીક્ષ્ણ નખવડે રાજહંસનું આખું શરીર ઉઝરડી નાંખ્યું. ત્યારે સારસે તાબડતોબ આગળ આવી રાજાને પોતાનાં પાંખો નીચે ઢાંકી લીધો ને તેને પાણીમાં છોડી દીધો. પછી કૂકડાએ સારસના શરીરપર ધસી જઇ તેને પણ આખા શરીરે ઉઝરડા કાઢી જર્જર કરી મૂકયો. તોપણ તેણે કૂક-ડાના સૈન્યના સેંકડો સૈનિકોને ઠાર કર્યા. છેવટે કૂકડાએ પોતાની ચાંચવડે ફાડીફાડીને સારસને ઠાર કર્યો. ત્યારબાદ કિલ્લામાં પ્રવેશ કરીને ચિત્રવર્ણે ત્યાંનું સર્વ દ્રવ્ય કબજે કર્યું. અને ભાટોએ કરેલી સ્તુતિથી આનંદિત થઇ તેણે પોતાના તંબુનો રસ્તો પકડયો.

આ કથાનક સાંભળીને રાજપુત્ર બોલ્યા, જેણે પોતાના પ્રાણ ખર્ચીનેએ પોતાના ધણીનું રક્ષણ કર્યું તે સારસ પક્ષીજ આખા સૈન્યમાં પુણ્યવાન છે. કારણ,

'ઘરોઘરની ગાયો, બળદના આકારવાળા પ્રાણીઓને જન્મ આપે છે. પણ જેમનાં શિંગડાં તેની ખુંધ સાથે ઘસાય છે એવો સુલક્ષણી આખલો એકાદો જ પેદા થાય છે.'

વિષ્ણુશર્માએ કહ્યું, 'તે પુણ્યવાન સારસ સ્વર્ગ સુખનો અનુભવ લ્યો !' કારણ કહ્યું જ છે કે,

'યુદ્ધમાં ધણીને માટે જે પ્રાણ આપે છે તે રાજનિષ્ટ અને કૃતજ્ઞ સેવક સ્વર્ગમાં જાય છે.'

'પોતાની આસપાસ શત્રુનો ઘેરો પડેલો હોવા છતાં જે શૂર પુરૂષ નાસી જતો નથી, પણ ત્યાંજ લડતાં લડતાં માર્યો જાય.છે તેને અક્ષય્ય સદ્ગતિ મળે છે.'

આવા પ્રકારની સુસ્થિતિ નિર્માણ થાઓ:—

'હાથી, ઘોડા, પાયદળ વગેરેની સહાયતાથી રાજાઓનું ક્યારેય પણ યુદ્ધ ન થાઓ. કારસ્થાનના અને સલાહમસલતોના વાયુથી શત્રુ ભયભીત થાઓ ને ગિરિકન્દરાનો આશ્રય જુઓ !'

હિતોપદેશમાંનું વિગ્રહ નામનું ત્રીજું પ્રકરણ અહીં સમાપ્ત થયું.

---

## સન્ધિ..



### ( તહ કરીને દોસ્તી બાંધવી. )

વિષ્ણુ શર્મા આ પ્રકરણનો આરંભ કરનાર એટલામાં રાજપુત્રો બોલ્યા, "ગુરૂજી, વિગ્રહ પ્રકરણ અમે સાંભળ્યું. તો હવે અમને સન્ધિ પ્રકરણ કહો." વિષ્ણુ શર્મા બોલ્યો, "સાંભળો, તેજ પ્રકરણ હવે હું તમને કહું છું" એનો પહેલો શ્લોક નીચે પ્રમાણે છે.

'બે રાજાઓ વચ્ચે ભયંકર સંગ્રામ થઇ બન્નેયનું પુષ્કળ સૈન્ય માર્યું ગયું. પણ એક ગીધ અને એક ચક્રવાક પક્ષી એ બેને પંચ નીમવામાં આવતાંની સાથે તેમણે એ બન્ને રાજાની વચ્ચે બોલતાં બોલતાંમાં દોસ્તીનો તહ કરાવી આપ્યો.'

"એ શું પ્રકરણ છે?" એમ રાજપુત્રોએ પૂછ્યા ઉપરથી વિષ્ણુ શર્માએ તેમને આગળનો કથાભાગ કહ્યો:—

ત્યાર પછી રાજહંસે પૂછ્યું "આપણા કિલ્લામાં અગ્નિ કોણે નાંખ્યો ? કોઇ પરાયા માણસે નાંખ્યો કે આપણાજ કિલ્લામાં રહે-

નારા શત્રુના કોઇ હેરે નાંખ્યો ?" ચક્રવાક જવાબ આપે છે, "મેઘવર્ણ કે જે આપનો નિષ્કારણ મિત્ર થયો હતો તે અને તેનો પરિવાર એ બન્નેય કયાંઈ દેખાતા નથી. તો આ બધો પ્રતાપ તેમનોજ હોવો જોઇએ એવો મારો તર્ક છે." ક્ષણભર વિચાર કરીને રાજા બોલ્યો, "અથવા આ બધો મારા પ્રારબ્ધનો ખેલ છે." કારણ કહ્યુંજ છે કે,

'કામ ફત્તેહ થાય એવી રીતે ઉત્કૃષ્ટ રચેલો વ્યૂહ તુટી પડે એ દોષ પ્રધાનોનો નહીં પણ પ્રારબ્ધનોજ હોવો જોઇએ.'

આના ઉપર પ્રધાને જવાબ આપ્યો,

'સંકટ આવ્યું કે તેનો દોષ દૈવને માથે મારી મોકળા થવું એ મનુષ્યની રીતજ હોય છે. મૂર્ખ માણસને પોતાની કૃતિમાંના દોષ કયારેય દેખાતા નથી.'

'પોતાના હિતને માટે લાગણી રાખનારા એવા જે પોતાના મિત્ર, તેની સલાહમસલત તરફ દુર્લક્ષ કરનારા માણસનો લાકડા ઉપરથી નીચે પડનારા કાચબાની જેમ નાશ થાય છે.'

'બોલવાની ઇચ્છા થઇ હોય તોપણ તે દબાવી રાખવી જરૂરનું હોય છે, તે ઇચ્છા કબ્જામાં ન રાખનારા પ્રાણીની સ્થિતિ એ હંસોએ પોતાની સાથે લઈ જવા ધારેલા કાચબાના જેવી થાય છે. આ કાચબાએ પોતાનો મુખરસ વહેવા દીધો તેથીજ તેનો અધઃપાત થયો.'

'એ શી વાત છે' એમ રાજાએ પૂછયા ઉપરથી પ્રધાને તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા ૧ લી.



### હંસ અને કાચબો.

મગધ દેશમાં એક સરોવર હતું. એમાંના કમળો હંમેશા ખીલેલાં રહેતાં તેથી તેને 'ફુલ્લોત્પલ સરોવર' કહેતા. આ સરોવરમાં સંકટ અને વિકટ એવા બે હંસ રહેતા હતા. ત્યાંજ તેમનો મિત્ર કંબુગ્રીવ નામનો કાચબો પણ રહેતો હતો. એક દિવસે કેટલાક માછી લોક એ તળાવ પાસેં આવીને બોલ્યા, "આજ આપણે



આ સરોવરમાં સંકટ અને વિકટ એવા બે હંસ રહેતા હતા. ત્યાંજ તેમનો મિત્ર કમ્બુગ્રીવ નામનો કાચબો પણ રહેતો હતો. [ પૃ. ૧૨૮

અહીંયાજ મુકામ કરીએ ને સવારે આમાંનાં માછલાં, કાચબા વગેરે પ્રાણીને મારી ઠાર કરશું." આ સાંભળી કાચબો પેલા બે હંસો પ્રત્યે બોલ્યો, "મિત્રો, માછી લોકોનું બોલવું તમે સાંભળ્યુંજ છે, તો હવે હું શું કરૂં ?" હંસોએ જવાબ આપ્યો, "અત્યારેજ એની શી ઉતાવળ છે ? સવાર તો પડવા દે. પછી જોઇ લેવાશે." આ સાંભળીને કાચબો કહે છે "હાં હાં ! એમ ન બોલો. તમારા કહેવા પ્રમાણે વર્તવાથી શું પરિણામ આવશે તે હું જાણું છું."

'સંકટ આવશે એવી કલ્પના કરીને તેનો ઉપાય જે પ્રથમથી યોજી રાખે છે તે અને સંકટ પ્રાપ્ત થતાંજ તેમાંથી પાર પડવાનું પ્રસંગાવધાન બતાવે છે તે એ બન્ને સુખમાં રહે છે. પણ "જે થવાનું હશે તે થશે" એમ કહીને નશીબપર હવાલો નાંખીને બેસે છે તેનો નાશ થાય છે'

હંસોએ એ વાત સાંભળવાની ઇચ્છા દર્શાવ્યા ઉપરથી કાચબાએ તેમને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા બીજી.



### ત્રણ માછલાં.

પૂર્વે આજ સરોવરમાં આવી રીતે માછી લોક આવ્યા હતા એ વખતે અહીં રહેનારા ત્રણ મત્સ્યોએ વિચાર કર્યો. સંકટ આવ્યા પહેલાંજ તેના નિવારણની વ્યવસ્થા કરવી ઠીક, એવો જેનો સ્વભાવ હતો એ મત્સ્ય બોલ્યો, "આપણે તો ભાઇ તાબડતોબ અહીંયાથી બીજા તળાવમાં રહેવા જવાના." આમ કહીને તે બીજી જગોએ રહેવાને પણ ગયો. બીજો મત્સ્ય હતો, તેની રીત એવી હતી કે, સંકટ આવ્યું કે તેમાંથી છટકી જવાનું પ્રસંગાવધાન બતાવવું. પહેલેથી કંઇ હાથપગ હલાવવા નહીં. તે બોલ્યો, "સંકટ ભવિષ્યકાળમાં આવનાર. તે આવશેજ એવું કંઇ ખાત્રીથી કહી શકાય નહીં. તો આપણા રામ કંઇ અહીંથી હાલવાના નથી અને એમ કરતાંય સંકટ આવ્યું તો, પછી શું કરવું એ તે વેળાએ નક્કી કરી શકાશે.

કારણ કહ્યુંજ છે કે, " સંકટ આવ્યા પછી જે તેનો નાશ કરે છે તેજ ખરો બુદ્ધિવાન છે." તેનું આ બોલવું થયા પછી ત્રીજો મત્સ્ય કહે છે,

'જે નથી થવાનું હોતું તે કદિ પણ થતું નથી. અને થવાનું એમ નક્કી થયું હોય છે તે કદાપિ ટળતું નથી. માણસોએ ચિન્તાનો નાશ કરનારૂં આ ઔષધ પીને સુખી શા સારૂ ન થવું ?'

બીજે દિવસે સવારે માછી લોકોએ જાળ નાંખી ને તેમાં પ્રસંગાવધાનનો ફાંકો રાખનાર મત્સ્ય પકડાઇ ગયો. ત્યારે એણે મરી ગયેલાનો ઢોંગ કર્યો. તે ખરેખર જ મરેલો છે એમ સમજીને માછીઓએ તેને જાળમાંથી કાઢી નાંખ્યો. તરતજ તે છલંગ મારી ઉંડા પાણીમાં પેસી ગયો. ત્રીજો જે નશીબપર હવાલો નાંખીને સ્વસ્થ બેસનારો હતો તે માત્ર માછીઓને હાથે માર્યો ગયો !

આટલી વાત કહીને કાચબો બોલ્યો, " અને તેથીજ મને બીજા કોઇ સરોવરમાં પહોંચાડો." હંસે જવાબ આપ્યો, " બીજા સરોવરમાં ગયા પછી તું સુખરૂપ રહેશે. પણ ત્યાં જઈ પહોંચવુ એટલે તારે જમીનપરથી ચાલતા જવું જોઇએ. પણ તે તારાથી કેવી રીતે બની શકશે ?" આથી કાચબો બોલ્યો, " તમારી સાથે મારાથી આકાશમાર્ગે જઇ શકાય એવી કંઇ પણ વ્યવસ્થા કરો " હંસ કહે છે, " તે કેવી રીતે કરવી ?" કાચબાએ કહ્યું, " તમે તમારી ચાંચમાં એક લાકડું પકડો. ને તે હું મારા મ્હોંમાં મજબુત પકડીને તમારી સાથે આવું." હંસે કહ્યું, " આ યોજના બનવા જેવી છે ખરી." પણ,

'કોઇપણ ઉપાય યોજતાં પહેલાં તેમાં અપાય થશે કે કેમ એનો પણ ડાહ્યા માણસે વિચાર કરવો જોઇએ. નહીં તો એક મૂર્ખ બગલાનાં બચ્ચાંને નોળીઆએ તેની સમક્ષ ખાધાં, તેવો પ્રસંગ આવવાનો.'

'એ શી વાત છે' એમ કાચબાએ પૂછ્યા ઉપરથી હંસે તેને નીચેની વાર્તા કહી.

———

# વાર્તા ત્રીજી.



## બગલો અને સાપ.

ઉત્તર તરફ આવેલા ગૃધ્રકૂટ નામના પર્વતપર એક મોટું પિંપળાનું ઝાડ હતું. એનાપર કેટલાક બગલા રહેતા હતા. એ વૃક્ષના થડ પાસેના એક બખોલમાં એક સાપ રહેતો હતો. તે એ બગલાનાં બચ્ચાંને ખાઇ જતો. આથી બગલાઓમાં હાહાકાર થયો ! એ સાંભળીને એક બગલો બોલ્યો, "તમે આમ દુ:ખ કરતાં બેસો નહીં. આ સંકટને દૂર કરવાની તમને હું એક યુક્તિ બતાવું છું. તમે થોડાંક માછલાં લાવીને નોળીઆના પેલા દરથી તે સાપના રાફડા પર્યન્ત નાંખી રાખો. એ માંછલાં ખાવાના લોભથી નોળીઓ આગળ આગળ આવશે ને તે સાપ તેની નજરે પડશે. સાપ અને નોળીયા વચ્ચે કુદરતીજ વેર હોવાથી નોળીઓ સાપને તાબડતોબ મારી નાંખશે." બગલાઓએ એ પ્રમાણે વ્યવસ્થા કરી ને તેમના અંદાજ પ્રમાણે નોળીઆએ સાપને મારી નાંખ્યો. પણ એજ વેળાએ નોળીઆને ઝાડ ઉપરનાં બગલાંના બચ્ચાંઓનું બોલવું સંભળાયું. તેથી તેણે ઝાડપર ચડીને તે બચ્ચાંને ખાઇ નાંખ્યા ! અને તેથીજ કહું છું કે "કોઇ પણ ઉપાય યોજતી વેળા તેમાં અપાય થશે કિંવા નહીં એનો પણ ડાહ્યા માણસે વિચાર કરવો જોઇએ." તું કહે છે તે પ્રમાણે અમે તને લઇ જઇએ અને એ જોઇ લોકોને ગમ્મત થતાં તેઓ કંઇ પણ બોલવાનાજ, તે સાંભળીને તું જવાબ આપવાની ભાંજગડમાં પડયો કે તારૂં મરણ ખાત્રીથી આવવાનું ! તો તું અહીંજ રહે તે વધુ સારૂં.

હંસનું આ કહેવું સાંભળીને કાચબો બોલ્યો, "હું શું એટલો મૂર્ખ છું કે ? લોક ગમે તે બોલશે તોય હું મારા મ્હોંમાંથી એક અક્ષર પણ કાઢવાનો નહીં." આ પ્રમાણે નક્કી થઇને તે ત્રણેય આકાશમાર્ગે જવા લાગ્યા. આ ગમ્મત જોઇને તળાવને કાંઠે આવેલા બે શિકારી તેમની પાછળ દોડવા લાગ્યા. તેમના પૈકી એક બોલ્યો,

"આ કાચબાએ બોલવા સારૂ મ્હોં ઉઘાડ્યું કે તે નીચે આવ્યોજ સમજો. પછી તેને અહીંનો અહીંયાજ શેકી કાઢી ભૂકને શાન્ત કરશું." બીજો બોલ્યો, "ના, ના. એમ નહી. તેને શેકશું અહીંયા પણ ખાશું તો ઘરે જઈનેજ." તેમનું આ ભાષણ સાંભળીને કાચબો ગુસ્સાથી લાલ લાલ બન્યો. અને ધારેલે મુકામે પહોંચતાં સુધીમાં મ્હોં ઉઘાડવું નહીં એ પહેલેથી કરી રાખેલા સંકલ્પનું તેને વિસ્મરણ થઈ તે બોલ્યો, "મારી રાખ પણ તમને ખાવાને મળશે શું ?" આ વાકય બોલવા લાગતાંની સાથેજ તેના મ્હોંની પકડ છુટી જતાં તે નીચે પડ્યો અને માર્યો ગયો !" અને તેથીજ કહું છું કે,

'આપણા હિતને માટે લાગણી રાખનારાઓના કહેવા પ્રમાણે જે વર્તતો નથી તેનો નાશ થાય છે.'

ત્યાર પછી બગલો ત્યાં આગળ આવીને કહેવા લાગ્યો, "મહારાજ, મેં પહેલેથીજ આપને કહી રાખ્યું હતું કે કિલ્લા તરફ એક સરખું લક્ષ રાખજો. મારા આ ઉપદેશ તરફ આપે દુર્લક્ષ કર્યું તેનુંજ આ ફળ આપને ભોગવવું પડે છે. કિલ્લાને આગ લગાડવાના કામમાં ચિત્રવર્ણના પ્રધાનેજ કાગડાની યોજના કરી હતી. અને તેણેજ એ કામ બેમાલુમરીતે કર્યું." તેનું આ કહેવું સાંભળીને રાજા મોટો નિસાસો મૂકીને બોલ્યો,

'પ્રેમને લીધે કિંવા ઉપકારનું સ્મરણ રાખીને જે કોઇ શત્રુપર વિશ્વાસ મૂકે છે તેની આડ ઉપરથી પડીને જાગૃત થએલા માણસની પેઠે છેવટે આંખો ઉઘડે છે.'

બગલાએ જવાબ આપ્યો, "કિલ્લો સળગાવી મૂકીને મેઘવર્ણ અહીંથી પાછો ગયો ત્યારે ચિત્રવર્ણે પ્રસન્ન થઇને કહ્યું કે," આ મેઘવર્ણને કર્પૂરદ્વીપની ગાદીએ બેસાડવો." કારણ કહ્યુંજ છે કે,

'સેવકે આપણું કામ ફત્તેહ કર્યું કે તે કદિપણ અમથું જવા દેવું નહીં. બજાવેલા કામને માટે તેને યોગ્ય ઇનામ આપવુ અને મનથી, ભાષણથી તેમજ દ્રષ્ટિથી સદૈવ તેનુ કૌતુક કરવું.'

ચક્રવાકે પૂછ્યું, 'પછી શુ થયું ?' બગલાએ જવાબ આપ્યો, 'રાજાનું આ કહેવું સાંભળીને મુખ્ય પ્રધાન ગીધે પ્રત્યુત્તરમાં જણાવ્યું' કે, 'મહારાજ, આપ કહો છો તે પ્રમાણે કરવું વ્યાજબી



તેમનું આ ભાષણ સાંભળીને કાચબો ગુસ્સાથી લાલ લાલ બન્યો. અને ધારેલે મુકામે પહોંચતાં સુધીમાં મ્હોં ઉઘાડવું નહીં એ પહેલેથી કરી રાખેલા સંકલ્પનું તેને વિસ્મરણ થઇ તે બોલ્યો, “મારી રાખ પણ તમને ખાવાને મળશે શું?” આ વાક્ય બોલવા લાગતાંની સાથેજ તેના મ્હોંની પકડ છૂટી જતાં તે નીચે પડ્યો અને માર્યો ગયો.”

[ પૃ. ૧૩૨

લેખાશે નહીં. કાગડાએ બજાવેલા કામને માટે બીજું કંઈ ઇનામ આપવું. પણ તેને કર્પૂરદ્વીપનું રાજ્ય તો ન જ આપવું.' કારણ,

'અવિચારી માણસને ઉપદેશ આપવો એ કુશકા ખાંડતા બેસવા જેવું નિષ્ફળ છે, તેવીજ રીતે નીચ માણસપર ઉપકાર કરવો એ રેતીમાં પેશાબ કરવા પ્રમાણેજ નિરર્થક છે.'

જે સ્થાનપર મોટાનીજ યોજના થવી યોગ્ય હોય છે તે સ્થાનપર ક્ષુદ્ર માણસની કયારેય પણ યોજના કરવી નહીં. કારણ કહ્યું જ છે કે,

'ઉંદરને વાઘની પદવી પ્રાપ્ત થતાંની સાથે તે જેમ ઋષિને જ ઠાર મારવા દોડયો તે પ્રમાણેજ હલકા મનુષ્યને મોટાપણાની પદવી મળી કે તે ધણીને ઠાર મારવાને ઉત્સુક થાય છે.'

'એ શી વાત છે?' એમ ચિત્રવર્ણે પૂછયા ઉપરથી પ્રધાને તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા ચોથી.

—o×o—

### ઋષિ અને ઉંદર.

ગૌતમ મહર્ષીના આશ્રમમાં મહાતપ નામનો એક ઋષિ રહેતો હતો. એક દિવસે એક કાગડો મ્હોંઢામાં ઉંદરનું બચ્ચું પકડીને લઇ જાય છે એવું તેને દેખાયું. આથી ઋષિના અંતઃકરણમાં દયા ઉત્પન્ન થઇને તેણે એ બચ્ચાંને કાગડાના મ્હોંમાંથી છોડાવ્યું ને અનાજ વગેરે ખાવા નાંખી તેને ઉછેર્યું. એક દિવસે એ ઉંદરને ખાવા સારૂ એક બિલાડો તેની પાછળ દોડયો, તેથી ગભરાઈ જઇને તે ઉંદર દોડતો દોડતો ઋષિના ખોળામાં જઇને બેઠો. આ જોઇ ઋષિ બોલ્યો,

"ઉંદર તને બિલાડાનો આકાર પ્રાપ્ત થાઓ." એ પ્રમાણે ઉંદર બિલાડો થયો. પાસેજ એક કૂતરૂં તેની નજરે પડયું. એનાથીએ આ બિલાડો બનેલ ઉંદર બ્હીવા લાગ્યો. ત્યારે ઋષિએ તેને કૂતરાનું

રૂપ આપ્યું. ત્યાર પછી એક વાઘ કૂતરાની નજરે પડયો; વાઘને જોઇ પોતાના કૂતરાને ગભરાયલો દેખીને મુનિએ તેને વાઘ બનાવ્યો. પણ ખુદ મુનિ પોતે તેને ઉંદર સમજીનેજ તેની સાથે વર્તતા હતા. એ મુનિ અને આ વાઘ લોકોની દ્રષ્ટિએ પડે એટલે "આ મૂળમાં ઉંદર હતો; પણ આ ઋષિએ તેને વાઘ બનાવ્યો." આમ તે બધા કહેતા. આ સાંભળીને વાઘે વિચાર કર્યો કે, આ મુનિ જ્યાં સુધી જીવતા છે ત્યાંસુધી મારી આ કુળકથા પૂરી થવાની નથી તેથી એને જ ઠાર કરવો જોઇએ. આવો વિચાર કરીને તે મુનિને મારવા સારૂ તેમના શરીરપર ધસી ગયો. મુનિએ તે સમજી લઇને "પાછો ઉંદર થા" આમ કહ્યું અને તે વાઘ ઉંદર થયો. અને તેથીજ કહું છું કે, ક્ષુદ્ર પ્રાણીને મહત્ત્વની પદવી પ્રાપ્ત થઇ કે તે પોતાના ધણીને મારવા ઉધુક્ત થાય છે. સિવાય આ બાબત તદ્દન સરલ છે એમ પણ સમજતા નહીં.

'સારા, મધ્યમ, ખરાબ આવા અનેક માછલાંને મારી બગલો ખાઇ ગયો; પણ છેવટે અતિલોભથી કરચલાની પકડમાં સપડાઇને તે માર્યો ગયો.'

"એ શી વાત છે" એમ ચિત્રવર્ણે પૂછ્યા ઉપરથી પ્રધાને તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા પાંચમી.



### ઘરડો બગલો.

માલવ દેશમાં કમળોથી ભરેલું એક સરોવર હતું. ત્યાં એક હાથપગથી થાકી ગએલો ઘરડો બગલો ઉદાસ ચ્હેરે બેઠો હતો. એટલામાં તેના તરફ એક કરચલાની નજર જતાં તેણે બગલાને કહ્યું, "ભૂખ્યો તરસ્યો અહીં આમ કેમ બેઠો છે?" બગલાએ જવાબ આપ્યો, "મારો બધો નિર્વાહ આ માછલાંપર. એ માછલાંને માછી લોકો આવીને મારનાર છે એવી મેં ગામમાં અફવા સાંભળી છે.



“ આ મૂળમાં ઉંદર હતો; પણ આ ઋષિએ તેને વાઘ બનાવ્યો”

[ પૃ. ૧૩૪

આવી રીતે મારા નિર્વાહના સાધનનો નાશ થયા પછી મારૂં મોતજ આવવાનું, આવો વિચાર મનમાં આવતાં મારૂં ખાવુંપીવું ઉડી ગયું છે." તેનું આ કહેવું સાંભળીને માછલાંઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા, "આ પ્રસંગે આ બગલો આપણને ઉપકારકજ થયો એમ કહેવું જોઇએ. તો હવે શું કરવું એ એનેજ પૂછીને આપણે નક્કી કરીએ." કારણ કહ્યુંજ છે કે,

'ઉપકાર કરનારા શત્રુની સાથે પણ તહ કરવો, પરન્તુ અપકાર કરનારા મિત્રની સાથે તે કરવો નહીં. કારણ ઉપકાર એજ મિત્રત્વનું લક્ષણ છે ને અપકાર એ શત્રુત્વનું લક્ષણ છે.'

આવો વિચાર કરીને માછલાં બોલ્યાં, 'ઓ બગ મહારાજ, અમારૂં રક્ષણ થવાનો કંઈ ઉપાય છે કે?' બગલાએ જવાબ આપ્યો, 'અહીંથી જઇને બીજા જળાશયનો તમે આશરો લેશો તોજ તમારૂં રક્ષણ થશે. તમારી ઇચ્છા હોય તો તમને એકેકાને હું ત્યાં આગળ પહોંચાડું.' માછલાંઓએ કહ્યું, 'ઠીક છે.' ત્યાર પછી બગલાએ એકેક માછલાંને લઇ જવું ને રસ્તામાં તેને ખાઇ જવું આવો ક્રમ ચાલુ કર્યો. કેટલેક દિવસે કરચલાએ પણ બગલાને કહ્યું કે, 'ઓ બગરાજ, મને પણ ત્યાં લઈ જાઓ.' તેનું આ કહેવું સાંભળીને, હવે પોતાને કરચલાનું સ્વાદિષ્ટ માંસ ખાવાને મળશે એવા આનંદથી બગલાએ તેનું કહેવું તાબડતોબ કબૂલ કર્યું. ને તેને ત્યાંથી ઉંચકીને એક જગોએ લઇ જઇને મૂકયો. એ જગોની આસપાસ માછલાંના હાડકાં પડેલાં જોઇને કરચલો વિચાર કરવા લાગ્યો, 'શિવ શિવ, શો આ અનર્થ! મારી પણ આવીજ ગતિ થવાની. પણ હશે. આનો સુદ્ધાં કંઇ તોડ કાઢવો જોઇએ.' આવો વિચાર કરીને તેણે તે બગલાની ગરદન કાપી નાંખીને તેને ઠાર કર્યો. અને તેથી કહું છુ કે,

'સારા મધ્યમ અને ખરાબ અનેક માછલાં મારીને બગલાએ ખાધા. પણ છેવટે અતિલોભને લીધે કરચલાની પકડમાં સપડાઇને તે ઠાર થયો.'

આ વાર્તા સાંભળીને ચિત્રવર્ણ બોલ્યો, 'પ્રધાનજી, મેં શો વિચાર નક્કી કર્યો છે તે સાંભળો. મેઘવર્ણ આ પ્રદેશનો રાજા થયા

પછી તેણે કર્પૂરદ્વીપમાંની ઉત્તમ ઉત્તમ વસ્તુઓ લઇને તે અમને મોકલવી ને અમે વિંધ્યપર્વતપર એશઆરામમાં રહેવું.'

"આ સાંભળીને દૂરદર્શી હસીને બોલ્યો," મહારાજ,

"આગળ આમ થશે ને તેમ થશે એવા મનોરાજ્યમાં ગર્ક થઇને જે આનંદ માને છે તે જેનાં વાસણો ફુટયાં એવી નીચેની વાર્તામાંના બ્રાહ્મણની પેઠે ઉપહાસને પાત્ર થાય છે.'

રાજાએ પૂછ્યું એ શી વાત છે તે મને કહે. તેથી મંત્રીએ તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા છઠ્ઠી.



### બ્રાહ્મણનું મનોરાજ્ય.

દેવીકોટ નામના શહેરમાં દેવશર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક સંક્રાન્તિને દિવસે સાતુથી ભરેલું માટીનું એક વાસણ દાનમાં મળ્યું. તે લઇને તે, એક કુંભારને ત્યાં કે જ્યાં આગળ એવાં વાસણો ખડકી રાખ્યાં હતાં ત્યાં ગયો ને પોતાનું વાસણ શિંકાપર મૂકી તેની નીચે સૂતો. પેલા સાતુનું રક્ષણ કરવા સારૂ તેણે હાથમાં એક લાકડી લીધી હતી. આવો બધો હાદ કરીને તે વિચાર કરવા લાગ્યો, 'આ સાતુનું વાસણ વેચીને જે ચાર છ પૈસા મળશે તેના હું અહીંથીજ આવાં કેટલાંક માટલાં વગેરે વેચાતાં લઇશ. અને એમાંથી મારો વ્યાપાર વધતો જઇને મને પૈસા મળ્યા પછી સોપારી, કાપડ વગેરે લઇને તેના વ્યાપારમાંથી હું લાખો રૂપિયા મેળવીશ ને ચાર લગ્ન કરીશ. ચાર સ્ત્રીઓમાં જે સ્વરૂપવાન ને જુવાન હશે એનાપરજ મારો વિશેષ પ્રેમ રહેશે. આથી શોકયોશોકયોમાં વઢવાડો શરૂ થશે ને પછી હું ગુસ્સે થઇને તેમને લાકડીવતી ખૂબ ઝુડી કાઢીશ.' આમ કહીને તેણે પોતાના હાથમાંની લાકડી ફેંકી. એથી પેલું સાતુનું ભરેલું મટકું ને બીજાં પણ કેટલાંક મટકાં ફુટી ગયાં. આવી રીતે માટલાંઓ ફુટયાનો અવાજ કુંભારના કાને જતાંજ તે ત્યાં આવ્યો ને



એથી પેલું સાતુનું ભરેલું મટકું ને બીજાં પણ કેટલાંક મટકાં ફૂટી ગયાં.

[પૃ. ૧૩૬

ત્યાં આગળ ચારે તરફ માટલાંના ઠીંકરાનો ઢગલો થએલો જોઇને તેણે તે બ્રાહ્મણને ધક્કો મારી ત્યાંથી કાઢી મૂક્યો ! અને તેથીજ કહું છું કે, આગળ ઉપર આમ થશે ને તેમ થશે એવા મનોરાજ્યમાં ક્યારેય પણ ગર્ક થવું નહીં. આ વાત સાંભળીને રાજાએ ગીધને કહ્યું "તો હવે શું કરવું એ મને કહો." ગીધ જવાબ આપે છે.

'રાજા અને હાથી મદોન્મત્ત થઇને જ્યારે ભલતા માર્ગે જાય છે ત્યારે રાજાના સલાહગાર અને હાથીના માવતનેજ દોષ આપવામાં આવે છે.'

સાંભળો મહારાજ, 'આપે આ કિલ્લો સર કર્યો, તે શું આ સૈન્યના જોરપર કર્યો ? નહીં. આપનો પ્રભાવ અને અમારી મસલત એના યોગેજ એ કામ થયું.' રાજા જવાબ આપે છે,

"ખરૂં કહીએ તો તારી મસલતથીજ એ બધું બની આવ્યું." ગીધ કહે છે, 'મારૂં કહેવું સાંભળવું હોય તો આપે અહીંથી હવે સ્વદેશમાં પાછા જવું. નહીં તો ચોમાસું આવતાં ફરીથી લડાઇ શરૂ થતાં આ પારકા દેશમાંથી પાછા જવું સુદ્ધાં આપને મુશ્કેલ થશે. તો સુખમાં રહેવાની જો આપની ઇચ્છા હોય તો અહીથી તહ કરીને આપે પાછા ફરવું. આપે કિલ્લો સર કર્યો ને કીર્તિ મેળવી. હવે વધુ ઇચ્છા ન રાખતાં સ્વદેશમાં પાછા જવું એજ યોગ્ય છે.' કારણ,

'રાજાને શું ગમશે ને શું નહીં ગમે એની પરવા ન રાખતાં જે હિતકર એવીજ સલાહ આપે છે તેજ રાજાનો ખરો મિત્ર છે. સિવાય આપ જુઓ કે, યુદ્ધમાં શો પ્રસંગ આવશે એનો કંઇ ભરૂંસો હોતો નથી. તો યુદ્ધની ભાંજગડમાં પડીને પોતાના મિત્રોનું સામર્થ્ય, પોતાનું રાજ્ય અને કીર્તિ, એને કયો ડાહ્યો માણસ જોખમમાં નાંખે ?'

'યુદ્ધમાં જય કોને મળશે એની ખાત્રી નથી હોતી. તો જેનું સામર્થ્ય આપણા સામર્થ્યની બરોબર છે તેની સાથે સુદ્ધાં તહ કરવો. સુંદ અને ઉપસુંદ એ સામર્થ્યમાં એક બીજાની સમાન હતા તો પણ તે એકબીજાની સાથે યુદ્ધ કરવાના હડે લાગવાથી એ બન્નેનો છેવટે નાશ થયો.'

રાજા બોલ્યો, "એ શી વાત છે તે મને કહો." ત્યારે પ્રધાને તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા સાતમી.



### સુન્દ અને ઉપસુન્દ.

પૂર્વે સુંદ અને ઉપસુંદ નામના ઉદાર અંતઃકરણના એવા બે દૈત્ય હતા. તેમણે ત્રૈલોક્ય જીતવાની ઇચ્છાથી ઘણા દિવસ પર્યન્ત કઠીણ તપશ્ચર્યા કરીને શ્રીશંકરની આરાધના કરી. તેમની તપશ્ચર્યા જોઇને શંકર પ્રસન્ન થયા ને પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું, "તમને જે જોઇતું હોય તે વર માગો." એટલામાં સરસ્વતીનો દૈત્યોના અંગમાં સંચાર થઇને તેમના મનમાં જે બોલવાનું હતું તેને બદલે તે બીજુંજ બોલવા લાગ્યા. તેમણે કહ્યું, "જો અમારાપર શંકર પ્રસન્ન થયા છે તો શંકરે પોતાની સ્ત્રી પાર્વતી અમને આપવી." આ સાંભળી શંકરને અર્થાતજ ગુસ્સો આવ્યો. પણ વર આપું છું કહ્યા પછી તે આપવોજ જોઇએ, આવો વિચાર કરીને તેમણે પાર્વતીને તે મૂર્ખાઓને સ્વાધીન કર્યાં. તેનું સૌન્દર્ય જોઇને તે જગતનો સંહાર કરનારા બન્નેય રાક્ષસ મોહિત થયા. પાતકી વાસનાથી અંધ બનીને પાર્વતી એ મારી છે એમ એ પૈકી પ્રત્યેકજણ કહેવા લાગ્યો. ને બન્નેમાં ઝગડો શરૂ થયો. કોઇ મધ્યસ્થ માણસ જોઇને આપણો આ ઝગડો પતાવવો, એવો તેમના મનમાં વિચાર આવ્યો, એટલામાંજ શંકર પોતે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ત્યાં આવ્યા. તેમને તે દૈત્યોએ કહ્યું, "આ અમે બન્નેએ પોતાના સામર્થ્યથી મેળવી છે, તો અમારાપૈકી કોની તેનાપર માલીકી છે તે કહો." બ્રાહ્મણે જવાબ આપ્યો;—

'બ્રાહ્મણ એ શ્રેષ્ટ વર્ણનો છે તેથી તે પૂજ્ય છે. તેવાજ રીતે જે ક્ષત્રિય સામર્થ્યવાન હોય છે, જે વૈશ્યની પાસે ધનધાન્યની સમૃદ્ધિ હોય છે ને જે શૂદ્ર બ્રાહ્મણની સેવા કરે છે તે સુદ્ધાં પૂજ્યજ છે.'

'તમે ક્ષત્રિય ધર્મથી રહો છો, યુદ્ધ એજ તમારો વ્યવસાય



પોતાની વાસનાથી અંધ બનીને પાર્વતી એ મારી છે એમ એ પૈકી પ્રત્યેક જણ કહેવા લાગ્યો. ને બંનેમાં ઝઘડો શરૂ થયો.

[ પૃ. ૧૩૮



'તમે ક્ષત્રિયધર્મી રહ્યા છો, યુદ્ધ એજ તમારો વ્યવસાય છે તો તમે તમારા આ ઝગડાનો નિકાલ યુદ્ધ કરીનેજ લાવવો જોઈએ!'

[ પૃ. ૧૩૮

છે. તો તમે તમારા આ ઝગડાનો નિકાલ યુદ્ધ કરીનેજ લાવવો જોઇએ."

'બ્રાહ્મણનું આ કહેવું બરાબર છે એમ એ બન્ને જણને લાગ્યું. અને જેમનું સામર્થ્ય એકસરખું છે એવા એ બે દૈત્યોએ પરસ્પરને એકજ વખતે વાર કર્યા ને બન્નેય ઠાર થયા! અને તેથીજ કહું છું કે, "જેનું સામર્થ્ય આપણી સાથે સમસમાન છે તેની સાથે સુદ્ધાં તહ કરવો.'

આ સાંભળી રાજા જવાબ આપે છે, "તો પછી તેં મને આ પ્રથમથીજ કેમ ન કહ્યું?" પ્રધાન બોલ્યો, "એ વખતે છેવટ સુધી મારા કહેવા પ્રમાણે આપ ચાલ્યા હતા કે? આ યુદ્ધ પણ તમે કર્યું તે કંઇ મારી સંમતિથી કર્યું નથી. આ હિરણ્યગર્ભ મોટો સજ્જન છે. તેની સાથે વેર રાખવું સારૂં નહીં" કારણ કહ્યુંજ છે કે;

'જે સત્યનિષ્ઠ છે, જે શિષ્ટાચારથી વર્તનારો છે, જેની ધર્મથી ચાલવા તરફ પ્રવૃત્તિ છે, જે ઉદ્ધતાઇથી વર્તે છે, જેને અનેક મિત્રોનું તેમજ ભાઈભાંડુનું સહાય્ય છે, જે સામર્થ્યવાન છે અને જેણે અનેક યુદ્ધોમાં જય મેળવેલો છે, એ સાત જણની સાથે હમેશાં મૈત્રી કરીને રહેવું એજ સારૂં."

'જે સત્યનિષ્ઠ છે તેની સાથે તહ કર્યો કે પછી તે સત્યથી દૂર જતો નથી અને જે શિષ્ટાચારથી વર્તનારો છે તે પ્રાણ જવાનો પ્રસંગ આવે તોપણ અસભ્ય વર્તન કરતો નથી.'

'ધર્મથી ચાલનારા માણસપર હલ્લો કર્યો હોય, તો સર્વજણ તેની બાજુમાં લડે છે. કારણ પવિત્ર આચરણને લીધે ને લોકપ્રિયતાને લીધે ધર્મનિષ્ઠ માણસનો નાશ કરવો કઠીણ હોય છે.'

'વિનાશકાળ નજીક આવ્યો હોય તો ઉદ્ધત માણસની સાથે પણ તહ કરવો. એટલુંજ નહીં પણ તેની ખુશામત કર્યા સિવાય સંભાવિત માણસે એક ક્ષણપણ જવા દેવી કામનું નહીં.'

'વાંસ અને તેની ઉપરના કાંટા એમની એકતા હોય છે એથી તેને તોડવા કઠીણ જાય છે. તે પ્રમાણેજ મિત્રોનું તેમજ ભાઇભાંડુંનું જેને સહાય્ય હોય છે તેનો પરાભવ કરવો એ સ્હેલું નથી હોતું.'

'સામર્થ્યવાન માણસ દેખાયો કે તેની સાથે યુદ્ધ કરવુંજ જોઇએ એવો કંઇ સિદ્ધાંત નથી. કારણ વરસાદ એ જે દિશાએ પવન વહેતો હોય છે તે દિશાની વિરૂદ્ધ કદિપણ જતો નથી.'

'જેણે લડાઇઓમાં જય મેળવેલો છે તેના તરફથી પ્રતિપક્ષીઓનો કયારેય ને કોઇપણ ઠેકાણે પરાજયજ થાય છે. આવી રીતે પ્રતિપક્ષીઓપર જય મેળવ્યાનું ઉત્કૃષ્ટ ઉદાહરણ પરશુરામનું છે.'

'જેણે અનેક લડાઇઓમાં જય મેળવ્યો છે, તે જેની સાથે મૈત્રી કરે છે તેનો સર્વજણ આશ્રય કરીને રહે છે. તો અનેક ગુણ જેનામાં છે એવા રાજાની સાથે તહ કરવો જોઇએ.'

ચક્રવાક પોતાના જાસૂસને કહે છે, "તું ચારે તરફ જઇને બરાબર શોધ કરીને આવ.'

રાજા (હિરણ્યગર્ભ) ચક્રવાકને કહે છે, "તહ કોની સાથે ન કરવો એ જો મને કહેશો તો બહુ ઠીક થશે." પ્રધાન જવાબ આપે છે. "મહારાજ, ઇચ્છા છે તો સાંભળો."

'બાળક, વૃદ્ધ માણસ, ઘણા દિવસથી આજારી પડેલો, જ્ઞાતિથી તજાએલો માણસ, બ્હીકણ, જેના નોકર બીકૂ છે, જેના ચાકર લોભી છે, જેનાપર મંત્રીઓનો અપ્રેમ છે, સુખથી લલચાયલો, અનેક લોકોની સલાહથી ચાલનારો, દેવબ્રાહ્મણની નિંદા કરનારો, દૈવ પ્રતિકૂલ છે એવો નશીબપર હવાલો નાંખી બેસનારો, દુષ્કાળના સંકટથી જે ઘેરાયલો છે, જેના સૈન્યમાં ફિતુરી થઇ છે, જે પોતાના દેશમાં રહેતો નથી, જેને ઘણા શત્રુ છે, જે વેળાપ્રસંગ જોઇને વર્તતો નથી ને જે ખરા ધર્મથી ચ્યુત થાય છે, આ વીસ માણસોની સાથે કદિપણ તહ કરવો નહીં, એમની સાથે હમેશાં યુદ્ધ કરવું. કારણ તે યુદ્ધથી કંટાળીને તરતજ તાબે થાય છે.

'બાલકનું સામર્થ્ય થોડું હોય છે અને યુદ્ધ કરવાનું કિંવા ન કરવાનું પરિણામ તેને સમજાતું નથી. તેથી લોકો બાલકની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરતા નથી.'

વૃદ્ધ માણસનામાં ઉત્સાહ અને શક્તિ રહેલી હોતી નથી. ઘણા દિવસથી આજારી પડેલા માણસોની સ્થિતિ પણ તેવીજ હોય છે. આ લોકોનો પરાભવ પોતાના માણસોથીજ થાય છે.'

'આખી જ્ઞાતિએ બહિષ્કાર કરેલા માણસનો નાશ જલદીજ કરી શકાય છે. જ્ઞાતિના માણસોને આપણાં બનાવ્યાં કે તેજ તેનો નાશ કરે છે.'

'જે પોતે બ્હીકણુ હોય છે તે યુદ્ધમાંથી નાસી જઇને પોતાના જ નાશનું કારણ બને છે. તેજ પ્રમાણે જેના અનુયાયી ભીરૂ હોય છે તે સુદ્ધાં તેને યુદ્ધની વેળાએ છોડીને જાય છે અને એથી તેનો પરાભવ થાય છે.'

'જે લોભી હોય છે તે યુદ્ધમાંની લુંટનો ભાગ પોતાના અનુચરોને આપતો નથી. આથી તેઓ લડવામાં ઢીલાઇ કરે છે. અનુયાયી લોભી હોય એટલે તે પૈસાની લાલચથી ફુટી શત્રુને મળે છે અને છેવટે પોતાના ધણીને ઠાર મારવાને તૈયાર થાય છે.'

'જેનાપર પ્રજાનો પ્રેમ નથી હોતો તેને યુદ્ધને પ્રસંગે સર્વજણ છોડી જાય છે. તેજ પ્રમાણે જે સુખથી લલચાએલો હોય છે તેનો પણ સહજમાં પરાભવ કરી શકાય છે!'

'જે સત્તર જણની સલાહમસલત સાંભળીને વર્તે છે તેનો પ્રધાન તરફથી પરાભવ કરી શકાય છે. અને તેના મનની સ્થિતિ અસ્થિર હોવાથી તેને સ્વકર્તવ્યની બાબતમાં ગાફલ બનાવી શકાય છે.'

'જે દેવ બ્રાહ્મણની નિંદા કરે છે તે પોતે જ પોતાના નાશનું કારણ બને છે. તેજ પ્રમાણે જેનું દૈવ પ્રતિકૂળ હોય છે તેનો પણ નાશ થાય છે.'

'સંપત્તિ મળવી કિંવા વિપત્તિ આવવી એ બન્ને વાતો દૈવાધીન છે એમ માનીને જે ચાલે છે તે પોતે કંઇ જ પ્રયત્ન કરતો નથી અને એને લીધે તેનો નાશ થાય છે.'

'જેનાપર દુષ્કાળની આફત આવી પડી છે તેનો સ્વાભાવિક રીતેજ હ્રાસ થાય છે. જેના સૈન્યમાં ફિતુરી ઉમજ્ઞ થએલી હોય છે તેનામાં યુદ્ધ કરવાની શક્તિજ રહેતી નથી.'

'જે પોતાનો દેશ છોડીને બીજાના દેશમાં રહે છે તેનો એકાદા ક્ષુદ્ર શત્રુ તરફથીએ પરાભવ થાય છે. કારણ હાથી પાણીમાં જાય એટલે એકાદી નાની મધરી પણ તેનો સહજમાં પ્રાણ લે છે.'

'જેને પુષ્કળ શત્રુ હોય છે તેની સ્થિતિ બગલાના ટોળામાં સપડાયલા એકાદા પોપટના જેવી થાય છે. તે ગમે તે માર્ગે જાય તો પણ તેનાપર સંકટો જ આવે છે.'

'રાત્રે જેની નજરને દેખાતું નથી એવા કાગડાનો જે પ્રમાણે ઘુવડના હાથે પરાભવ થાય છે તે પ્રમાણે જે યોગ્ય પ્રસંગ ન જોતાંજ પોતાનું સૈન્ય પોતાની આસપાસ એકઠું કરીને બેસે છે, તેનો યોગ્ય કાળ જોઇને લડનારા માણસના હાથે પરાજય થાય છે.'

'જેને ધર્માધર્મની કંઇ પરવાહ નથી હોતી તેની સાથે કયારેય પણ તહ કરવો નહીં. કારણ તેની સાથે તહ કરીએ તો પણ તે તહ તે કયારે તોડશે એનો ભરૂસો હોતો નથી.'

બીજી પણ કેટલીક ઉપયોગી વાતો આપને કહું છું. તહ કરવો, યુદ્ધ કરવું, શત્રુપર હલ્લો કરવા સારૂ કૂચ કરવી, કિલ્લાને ઘેરો ઘાલી બેસવું, એકાદી સારી જગોનો આશ્રય લઇ બેસવું, ને શત્રુના સૈન્યમાં ફુટ પાડવી આ છ માર્ગ છે. કાર્યનો આરંભ કરવાનો ઉપાય યોજવો, મનુષ્યબળ અને દ્રવ્યબળ યોજવું, કયા સ્થળે ને કયા કાળે શું કરવું એની યોજના કરી રાખવી, સંકટનો પ્રતિકાર કરવો અને કાર્યસિદ્ધિ કરી આણવી, આ કાર્યયોજનાના પાંચ પ્રકાર છે. સામોપચાર, દ્રવ્ય આપીને લોકોને પોતાના બનાવવા, ફુટ પાડવી, ને શાસન કરવું આ રાજનીતિની સિદ્ધિના ચાર ઉપાય છે. રાજાનાં સામર્થ્ય ત્રણ પ્રકારનાં છે. એક ઉત્સાહનું સામર્થ્ય, બીજું સલાહ-મસલતનું સામર્થ્ય અને ત્રીજું પ્રભુત્વનું સામર્થ્ય. આ બધા બાબતો વિચારમાં લઇને મોટા લોક યશસ્વી થાય છે.

'જે લક્ષ્મી પ્રાણનોએ વ્યય કરવાથી પ્રાપ્ત થતી નથી તે નીતિ જાણનારાની તરફ આપોઆપ દોડી આવે છે.'

'જે રાજા પોતાની સંપત્તિ પ્રજાજનને સરખી રીતે વિભાગી આપે છે, જેના જાસૂસો પોતાનું કામ ગુપ્ત રીતે કરે છે, જેની સલાહ મસલત પરકણી થતી નથી, જે કોઇને પણ અપ્રિય બોલતો નથી, તે સમુદ્રવલયાંકિત પૃથ્વીનું રાજ્ય કરે છે.'

મુખ્ય પ્રધાન ગીધે તહ કરવાનો ઉપદેશ કર્યો હોય તોપણ જય મળવાથી ચડી ગએલો રાજા તે માનવાનો નથી. તેથી મહા-

રાજાએ હું કહું છું તે પ્રમાણે કરવું. " સિંહલદ્વીપનો સામર્થ્યવાન જે સારસ રાજા તે આપણો મિત્ર છે. તેણે જંબુદ્વીપના લોકોમાં અપ્રીતિ ઉત્પન્ન કરવી." કારણ કહ્યુંજ છે કે,

'યોદ્ધાએ ગુપ્તપણું રાખીને પોતાના સૈન્યની ઉત્કૃષ્ટ રચના કરવી ને શત્રુના સૈન્યમાં સંચાર કરીને તેને સતાવી મુકવો. આ પ્રમાણે ચિત્રવર્ણ આપણી પેઠેજ ગાંજી જાય એટલે તેની ને આપણી સ્થિતિ સરખી થશે ને તે આપણી સાથે તહ કરવાને તૈયાર થશે.'

રાજાને આ સલાહ ગમતાં તેણે વિચિત્ર નામના બગલાને એક ગુપ્ત પત્ર આપીને તેને સિંહલદ્વીપના સારસ રાજાપાસે મોકલ્યો.

ત્યાર પછી એક હેર ત્યાં આગળ આવીને કહેવા લાગ્યો, " મહારાજ, ત્યાંની હકીકત સાંભળો. ત્યાં ગીધનું રાજાની સાથે આ પ્રમાણે બોલવું થયું." મહારાજ, મેઘવર્ણ ત્યાં ઘણા દિવસ રહેલો છે તો હિરણ્યગર્ભના અંગે તહ કરવાને યોગ્ય ગુણ છે કિંવા નહીં એની તેને ખબર હોવી જોઇએ. આ સાંભળી રાજાએ કાગડાને ( મેઘવર્ણને ) બોલાવીને પૂછ્યું કે, " હિરણ્યગર્ભ અને તેનો પ્રધાન ચક્રવાક એ કેવા પ્રકારના પ્રાણી છે ?" કાગડાએ જવાબ આપ્યો, " મહારાજ, હિરણ્યગર્ભ એ ધર્મરાજાની પેઠે ઉદાર અંતઃકરણનો છે. અને ચક્રવાક જેવો પ્રધાન ક્યાંઇપણ મળવો શક્ય નથી." તેનું આ કહેવું સાંભળીને રાજાએ કહ્યું, " તું કહે છે એવી ચક્રવાકની યોગ્યતા છે તો તારી યુક્તિમાં તે કેવી રીતે ફસાયો?" આ સાંભળી મેઘવર્ણે કહ્યું, મહારાજ,

'જેમણે આપણાપર વિશ્વાસ મુકયો તેને ફસાવવામાં શું ચાતુર્ય છે? વિશ્વાસથી જેણે આપણા ખોળામાં માથું મુક્યું તેને ઠાર મારવામાં શો પુરૂષાર્થ છે ?"

" સાંભળો મહારાજ, હું ત્યાં ગયો ત્યારેજ તે પ્રધાને મારૂં ખરૂં સ્વરૂપ ઓળખી લીધું. પરન્તુ રાજા બહુ સરળ અંતઃકરણનો હોવાથી તેને હું સહજમાં ફસાવી શકયો." કારણ કહ્યુંજ છે કે,

'પોતાના સરળ સ્વભાવઉપરથી જે બીજાની પરીક્ષા કરે છે, ને દુષ્ટ માણસ પણ ખરૂં બોલનારો છે એમ માને છે, તેની એક લફંગા ગૃહસ્થે બોકડાની બાબતમાં બ્રાહ્મણને જેવો ફસાવ્યો તેવો ફસાવવામાં આવે છે.'

રાજા બોલ્યો, "એ શી વાત છે?" ત્યારે મેઘવર્ણે તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા આઠમી.

---

### બ્રાહ્મણ અને ત્રણ ભામટા.

ગૌતમના અરણ્યમાં એક બ્રાહ્મણે યજ્ઞ શરૂ કર્યો હતો. યજ્ઞને માટે પાસેના ગામમાંથી તેણે એક બકરો આણ્યો. બકરાને ખભાપર નાંખીને લઇ જતાં રસ્તામાં તેને ત્રણ ભામટા મળ્યા. આ બ્રાહ્મણ-પાસેનો આ બકરો આપણાથી પડાવી લેવાય તો કેવી મજા આવે? આવો વિચાર કરીને તે ત્રણે જણ થોડે થોડે છેટે તે બ્રાહ્મણની વાટ જોતા ઉભા રહ્યા. એ બ્રાહ્મણ નજરે પડતાંજ પહેલો ભામટો બોલ્યો, "અહો મહારાજ, આ કૂતરાને ખભાપર નાંખીને કયાં લઇ જાઓ છો?" બ્રાહ્મણે જવાબ આપ્યો, "આ કૂતરૂં નથી. યજ્ઞને માટે હું આ બકરો લઇ જાઉં છું." ત્યાર પછી થોડા છેટે બીજો ભામટો બેઠો હતો તેણે પણ એ બ્રાહ્મણને, 'ભટજી મહારાજ, આ કૂતરાને કયાં લઇ ચાલ્યા?' આવોજ પ્રશ્ન કર્યો. બન્નેએ પોતાને એજ પ્રશ્ન પૂછ્યો ત્યારે આ ખરેખરજ કૂતરૂં નથી ને? આવો બ્રાહ્મણને ભ્રમ થયો ને તેણે તે બકરાને ખભા ઉપરથી નીચે નાંખ્યો. ને તેના તરફ બરાબર નિહાળીને જોયું અને તેને ફરીથી ખભાપર નાંખીને ગભરાયલાની જેમ ચાલવા લાગ્યો.

'દુષ્ટ લોકોના ભાષણથી મોટા મોટા લોકોનાં મન પણ વ્યગ્ર થઈ જાય છે. એ ભાષણપર જેનો વિશ્વાસ બેસે છે તે ચિત્રકર્ણ નામના ઉંટની પેઠે પોતાનો પ્રાણ ગુમાવે છે.'

રાજાએ "એ શી વાત છે?" એમ પૂછયા ઉપરથી મેઘવર્ણે તેને નીચેની વાર્તા કહી.

---



“ અહો મહારાજ, આ કૂતરાને ખભાપર નાંખીને ક્યાં લઇ જાઓ છો ?” બ્રાહ્મણે જવાબ આપ્યો, “ આ કૂતરૂં નથી. યજ્ઞને માટે હું આ બકરો લઇ જાઉં છું.” [ પૃ. ૧૬૪

# વાર્તા નવમી.



## ચિત્રકર્ણ નામનો ઉંટ.

એક અરણ્યમાં મદોત્કટ નામનો એક સિંહ રહેતો હતો. કાગડો, વાઘ અને શિયાળ એવા તેના ત્રણ સેવક હતા. આ ત્રણે-જણ એકવાર અરણ્યમાં ફરતા હતા એટલામાં તેમને એક ઉંટ દેખાયો. "ટોળાંમાંથી છૂટો પડીને આમ ક્યાં જાય છે?" આમ તેમણે પૂછ્યા ઉપરથી ઉંટે પોતાની બધી હકીકત કહી સંભળાવી. સિંહના સેવકો તેને સિંહની પાસે લઇ ગયા. સિંહે તેને અભયવચન આપીને તેનું ચિત્રકર્ણ એવું નામ રાખ્યું. ને તેને પોતાની પાસે રાખી લીધો. કેટલાક દિવસ વીત્યા પછી ઘડપણને લીધે સિંહના હાથપગ ઢીલા પડવાથી ને સાથે અતિવૃષ્ટિ થવાથી તેને ખાવાનું મળવાની પંચાત પડવા લાગી. ને શું કરવું એનો વિચાર થઇ પડયો. ત્યારે સેવકો માંહોમાંહે ચર્ચા કરવા લાગ્યા કે, "સિંહ આ ચિત્રકર્ણને ઠાર મારે એવી કંઇ પણ યુક્તિ કરવી જોઇએ. કાંટાકુંટીપર નિર્વાહ કરનારા આ પ્રાણીનો ઉપયોગ પણ શું છે?" તેમનું આ માંહોમાંહે ભાષણ થાય છે ત્યાં વાઘ બોલ્યો, "સિંહે એને અભયવચન આપીને પોતાના આશરે રાખ્યો છે તો તેને તેના હાથે ઠાર મરાવવો એ કેવી રીતે શકય છે?" આથી કાગડો બોલ્યો, "સિંહ હમણાં તદ્દન ક્ષીણ થઇ ગયો છે. તો તે આ અનિષ્ટ કૃત્ય પણ કરવાને તૈયાર થશે." કારણ કહ્યુંજ છે કે,

'સ્ત્રી ભૂખથી વ્યાકૂળ થઇ ગઇ કે તે પોતાના બાળકને સુદ્ધાં ખાવાને તૈયાર થાય છે, નાગણી ક્ષુધાથી વ્યાપી જતાં તે પોતાના ઈંડાંને સુદ્ધાં ખાઇ જાય છે. પ્રાણી ભૂખથી ગાંજી જતાં કયું પાપ કરવાને તૈયાર નથી થતો? મનુષ્ય ક્ષીણ થાય એટલે તે:નિર્દય બને છે.'

'મનુષ્ય ઉન્મત્ત થયો હોય, થાકી ગયો હોય, ગુસ્સે થયો હોય, ભૂખથી પીડાતો હોય, ખૂબ લોભ છુટયો હોય, બ્હીકણ હોય, ઉતાવળમાં હોય કે કામના તડાકામાં સપડાયો હોય એટલે તેને યુક્તાયુક્ત વિચાર રહેતો નથી.'

આવો વિચાર કરીને તે બધા સિંહ પાસે ગયા. સિંહે તેમને પૂછ્યું, "ખાવાને માટે કંઈ આણ્યું કે?" તેમણે જવાબ આપ્યો, "પુષ્કળ પ્રયત્ન કરી જોયો, હાથમાં કંઈ આવ્યું નહીં." એના ઉપર સિંહે કહ્યું; 'તો હવે જીવવાને માટે શો ઉપાય કરવો?' સિંહનું આ ભાષણ સાંભળીને કાગડો બોલ્યો, "આહારનું સાધન આપના હાથમાં છે. તેનો ઉપયોગ ન કરવાથી આ સર્વનાશનો વખત આવી પડયો છે." સિંહે પૂછ્યું, "આહારનું સાધન હાથમાંજ છે એમ તું કહે છે તે કયું?" કાગડાએ 'ચિત્રકર્ણ' એમ તેના કાનમાં કહ્યું. ચિત્રકર્ણનું નામ સાંભળતાંજ 'શિવ, શિવ, આવું ભલતુંજ ન બોલ.' આમ કહી સિંહે પોતાના કાન પકડી લીધા. ને પછી બોલ્યો, 'તારા વાળનેએ ધક્કો લાગવાનો નથી' એવું મેં તેને વચન આપ્યું છે. તો તું કહે છે તે વાતને હું કાળત્રયે પણ સંમતિ આપવાનો નથી. કારણ,

'ભૂમિદાન, સુવર્ણદાન, ગોદાન અન્નદાન આ બધાં દાનોમાં અભયદાનના જેવું કોઇ પણ દાન મહત્ત્વનું નથી. અભયદાન એ સૌથી મોટું છે. એની બરોબરી કોઇનાથીએ થઇ શકવાની નથી.'

'સર્વ મનકામના પૂર્ણ કરનારા અશ્વમેધ યજ્ઞથી જે ફળ મળે છે તેજ ફળ શરણે આવેલાનું સંરક્ષણ કરવાથી મળે છે.'

આથી કાગડો બોલ્યો, "એને આપે ઠાર મારવો એવું મારૂં કહેવું નથી. તે પોતેજ પોતાનો દેહ અર્પણ કરવાનો તૈયાર થાય એવી વ્યવસ્થા અમે કરીએ છીએ." આનો સિંહે કંઇજ જવાબ આપ્યો નહીં.

ત્યાર પછી બધાઓએ માંહોમાંહે એક યુક્તિ રચી અને યોગ્ય તક જોઇને તે બધા સિંહપાસે ગયા. કાગડે સિંહને કહ્યું, "મહારાજ, પુષ્કળ પ્રયત્ન કર્યો પણ ખાવાનું કંઇ મળ્યું નહીં. મહારાજને આજ કેટલાય દિવસથી ભૂખ્યા રહેવું પડે છે. તો મહારાજાએ મારૂં માંસ ખાવું એવી સેવકની વિનંતી છે." કારણ,

'રાજા એ પ્રજાનો મૂળાધાર છે. તે સુરક્ષિત રહે તોજ પ્રજાનું ચાલે. વૃક્ષનું મૂળ કાયમ હોય તોજ તેનાં ફળ મળવાનો પ્રયત્ન ફળદાયી થાય છે.'



એ જોઈને ઊંટનેએ વિશ્વાસ આવ્યો ને તેણે પણ પોતાનો દેહ સિંહને માટે અર્પણ કરવાની તૈયારી બતાવી. [ પૃ. ૧૪૭

સિંહે જવાબ આપ્યો, "પ્રાણ જાય તોયે બ્હેતર, પણ મારા હાથે એવું કૃત્ય થવાનું નથી." શિયાળે પણ "મને ખાઇને આપની ભૂખ શમાવો" આવી સિંહને વિનંતિ કરી. પણ તેને સુદ્ધાં સિંહે એજ જવાબ આપ્યો. છેવટે વાઘ આગળ આવ્યો, ને "મારા દેહ વડે આપનો જીવ બચાવો" એમ સિંહને કહ્યું. પણ સિંહે "એવું કૃત્ય મારા હાથે ત્રણ કાળમાંયે થવાનું નથી." આવો જવાબ આપ્યો. એ ત્રણે જણ પોતાનો દેહ સિંહને અર્પણ કરવાને તૈયાર થવા છતાં સિંહે તેમના વાળનેયે ધક્કો લગાડયો નહીં એ જોઇને ઉંટનેએ વિશ્વાસ આવ્યો ને તેણે પણ પોતાનો દેહ સિંહને માટે અર્પણ કરવાની તૈયારી બતાવી. એની સાથેજ વાઘે છાપો મારીને તેને ઠાર કર્યો. ને પછી બધાએ મળી તેનું માંસ ખાધું. અને તેથીજ કહું છું કે, દુષ્ટોના વચનોથી મોટા મોટાના મનો સુદ્ધાં મુંઝાઈ જાય છે.'

ત્રીજા ભામટાએ પણ પહેલા એની પેઠેજ પ્રશ્ન કરેલો જોઇને બ્રાહ્મણે તે બકરાને નીચે ફેંકી દીધો ને સ્નાન કરીને પોતે ઘરે પાછો ગયો.

આ વાર્તા સાંભળીને રાજાએ મેઘવર્ણને પૂછ્યું, "શત્રુના સ્થાનમાં તેં આટલા દિવસ કેવી રીતે કાઢયા? તેના પેટમાં પેસીને આપણું કામ કેવી રીતે સાધ્યું?" મેઘવર્ણે જવાબ આપ્યો, "મહારાજ, ધણીનું કામ ફત્તેહ કરવા સારૂ કિંવા પોતાનો હેતુ પાર પાડવા સારૂ કોણ શું ન કરે! આપજ જુઓ કે,

'લોકો બળતણનાં લાકડાંનો ભારો માથાપર લઇ જતા નથી કે? પોતાને કિનારે ઉગેલાં વૃક્ષોને પાણી આપનારી નદીજ શું તેમને પાડી નાંખતી નથી કે?'

'ઘરડા સાપે જે પ્રમાણે દેડકાંઓનો નાશ કર્યો તે પ્રમાણેજ જેમને પોતાનું કાર્ય સાધવું છે તે બુદ્ધિમાન માણસે પ્રસંગ પડતાં શત્રુને પણ પોતાને ખભે બેસાડીને લઈ જવો જોઇએ.'

રાજાએ એ વાર્તા કહેવાની આજ્ઞા કર્યા ઉપરથી મેઘવર્ણે તેને નીચેની વાર્તા કહી.

---

## વાર્તા દશમી.



### સાપ અને દેડકો.

એક જીર્ણોદ્યાનમાં મંદવિષ નામનો એક સાપ રહેતો હતો. તે અતિશય વૃદ્ધ હતો તેથી તેનામાં ખાવાનું મેળવવાની પણ શક્તિ નહોતી. આથી તે એક તળાવને કાંઠે પડી રહેતો. એકવાર એક દેડકાની તેનાપર નજર ગઇ ને તેણે તે સાપને પૂછ્યું, "ખાવાનું મેળવવાને તું કંઇ પ્રયત્ન કેમ કરતો નથી?" સાપે જવાબ આપ્યો, "ભાઇ, મારા જેવા દુર્દૈવી પ્રાણીની નકામી ચોકસી શા સારૂ કરે છે?" તેનો આ જવાબ સાંભળી દેડકાની ઉત્સુકતા કંઇક વધી ને તેના પ્રત્યે બોલ્યો, "તું તારી બધી હકીકત મને કહેશે તો કંઇક ઠીક થશે." તેની આ વિનંતિથી સર્પ બોલ્યો, "બ્રહ્મપૂર શહેરમાં કૌંડિણ્ય નામનો એક વિદ્વાન બ્રાહ્મણ છે. તેને એક સોળ વર્ષનો સર્વગુણસંપન્ન એવો એક છોકરો હતો. એક દિવસે મારા દુર્દૈવે અને મારા દુષ્ટ સ્વભાવાનુરૂપ તેને દંશ કરવાની મને કુબુદ્ધિ થઇ. પોતાના સુશીલ નામના છોકરાને મારા દંશથી મરી ગએલો જોઇને કૌંડિણ્યને મૂર્છા આવી ને તે જમીનપર આળોટવા લાગ્યો. તેની આવી સ્થિતિ થયાની ગામમાં ખબર પડતાંજ ગામના તમામ લોક તેને ત્યાં એકઠા થયા. કારણ કહ્યુંજ છે કે,

"ઉત્સવમાં, સંકટમાં, યુદ્ધમાં, દુષ્કાળમાં, દેશપર અનર્થ ગુજર્યો હોય ત્યારે, રાજદ્વારમાં ને સ્મશાનમાં જે આપણને મદદ કરવા સારૂ કમર કસીને તૈયાર હોય છે, તેજ ખરો બાંધવ છે."

ત્યાં બ્રહ્મચર્યને પૂરૂં કરી થોડાજ વખતમાં ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરનાર એવો એક બ્રાહ્મણ આવ્યો હતો, તે કૌંડિણ્યને કહેવા લાગ્યો, "ઓ કૌંડિણ્ય, તું ખરેખર મૂર્ખ છે તેથીજ આવી રીતે શોક કરે છે." સાંભળ,

'બાળકને જન્મતાંજ જેમ દાયણ તેને ખોળામાં લે છે તેજ પ્રમાણે નશ્વરતાની પણ સ્થિતિ છે. મનુષ્ય જન્મતાંજ નશ્વરતા એ તેની પાછળ લાગેલી હોય છે.'



એકવાર દેડકાની તેનાપર નજર ગઇ ને તેણે તે સાપને પૂછ્યું, "ખાવાનું મેળવવાને તું કંઇ પ્રયત્ન કેમ કરતો નથી?" સાપે જવાબ આપ્યો, "ભાઇ, મારા જેવા દુઃખી પ્રાણીની નકામી ચોકસી શા સારૂ કરે છે?"

[ પૃ. ૧૪૮

તો પ્રાણીને મૃત્યુ આવ્યું તેથી દુઃખ કરતા બેસવાનું કંઇ કારણજ રહેતું નથી.

'મોટાં મોટાં સૈન્ય, ઘોડા, રથ વગેરે વૈભવ જેની પાસે હતો તે રાજાઓ ક્યાં ગયા ? તે એકવાર પૃથ્વીઉપર થઈ ગયા એવી આ પૃથ્વીજ સાક્ષી આપે છે.'

'શરીરને સંકટો તો જાણે ચોંટેલાંજ છે. તેજ પ્રમાણે સંપત્તિ એ સંકટોની જન્મદાત્રી છે. સહવાસ થએલા માણસની સાથે આપણો વિયોગ એ થાય છેજ. તાત્પર્ય શું કે, જે જે કંઇ ઉત્પન્ન થએલું છે તે તે બધું ક્ષણભંગુર છે.'

'પાણીમાં નાંખેલું માટીનું વાસણ જે પ્રમાણે ધીમે ધીમે ન સમજાતાં પીગળી જઇને છેવટે નષ્ટ થાય છે તેજ પ્રમાણે આપણું શરીર આપણને ન સમજાતાં પ્રતિક્ષણે ક્ષીણ થતું જાય છે.'

'ફાંસી તરફ જનારો મનુષ્ય જેમ પગલે પગલે મૃત્યુની સામે જતો હોય છે તેજ પ્રમાણે પ્રતિદિવસે મૃત્યુપણ પ્રાણીની પાસે પાસે આવતું હોય છે.'

'તારૂણ્ય, રૂપ, જીવિત, દ્રવ્યસંચય, ઐશ્વર્ય, પ્રિય માણસનો સહવાસ, એ બધું ક્ષણભંગુર હોય છે. ડાહ્યા માણસે કયારેય પણ તેના મોહમાં ફસાવું નહીં.'

'જે પ્રમાણે મહાસાગરમાં લાકડાના બે ટુકડા એકત્ર આવે છે ને પાછા છુટા પડી જાય છે તેજ પ્રમાણે પ્રાણીઓના સહવાસની પણ સ્થિતિ છે. આ લાકડાના ટુકડાની પેઠે પ્રાણી કેટલાક સમય સુધી એકત્ર રહે છે ને પુનઃ છૂટા પડે છે.'

'જે પ્રમાણે એકાદો પ્રવાસી ઝાડની છાયામાં થોડો સમય વિશ્રાન્તિ લઇને આગળ જાય છે તેજ પ્રમાણે પ્રાણી પણ પરસ્પરનો સમાગમ કંઈક કાળ સુધી કરીને પછી તે પોતાને માર્ગે જાય છે.'

'આ દેહ પંચમહાભૂતોનો નિર્માણ કર્યો છે. તે પુનઃ તે ભૂતોમાંજ મળી જઇને ફરીથી જન્મ લે છે. આવી સ્થિતિમાં શોક કરવાનું શું કારણ છે ?'

'મનુષ્ય પોતે પ્રિય માણસોનો સંબંધ જેટલો અધિકાધિક બાંધે છે તેટલી તે દુઃખરૂપી બાણને પોતાના હૃદયમાં ઘોચી લેવાની તૈયારીજ કરી રાખે છે.'

'આ જગતમાં કોઇપણ વસ્તુની સાથે નિરંતરનો સહવાસ થવો શકય નથી. આપણા પોતાના શરીરસાથે પણ આપણો નિરંતરનો સહવાસ નથી હોતો, તો પછી બીજાઓની તો વાતજ શી?'

'સંગતિ થઇ કે ત્યાં વિયોગ થવાનો એ નિશ્ચિતજ હોય છે. તેજ પ્રમાણે જન્મ એ અવશ્ય આવનારા મૃત્યુનો આરંભજ છે.'

'શરીરને અપાયકારક એવું અન્ન ખાવાથી જેમ તેનું પરિણામ ભયંકર આવે છે તેમ આરંભમાં સુખકર લાગનારો પ્રિય માણસોનો સહવાસ છેવટે દુ:ખનુંજ કારણ બને છે.'

'નદીઓનો પ્રવાહ જે પ્રમાણે એકસરખો આગળજ જતો રહે છે, કદિપણ પાછો ફરતો નથી તે પ્રમાણે દિવસ અને રાત એ મનુષ્યનું આયુષ્ય લઇ જાય છે તે કદિપણ પાછાં આવતાં નથી.'

'સંસારમાં સારાઓના સહવાસથી સુખ થાય છે. પણ આ સહવાસનું છેવટ થાય એટલે એ સુખનું પણ છેવટ થાય છે.'

'અને તેથીજ સજ્જન પુરૂષ સારા લોકોનોયે સહવાસ થાય એવી પણ ઇચ્છા રાખતા નથી. કારણ એ સહવાસ પૂરો થઇ વિયોગ થવાથી મનને જે જખમ થાય છે તે બીજા કશાથી એ ભરાઇ આવતો નથી.'

'સગરાદિ રાજાઓએ આ દુનિયામાં સત્કૃત્યો કરીને કીર્તિ મેળવી, પણ તે સુદ્ધાં નાશ પામ્યા. તેમનાં કૃત્યો માત્ર સારાં હોવાથી તેમની કીર્તિ પછવાડે રહી.'

'કાળના તડાકામાંથી છુટવું કોઇનેએ શકય નથી હોતું એનું ભાન હોવાથી, ચામડાંની વાધરીની ગાંઠો વરસાદથી ભીજાતાં જે પ્રમાણે શિથિલ થાય છે તે પ્રમાણે શાહાણા લોકોના પ્રયત્ન પણ નિષ્ફળ થાય છે.'

'જન્મ લેવાને માટે ગર્ભમાં પ્રવેશ કર્યાની ક્ષણથી મૃત્યુ એ પ્રાણીની પછવાડે હોય છે. મોટા મોટા હું હું કહી અભિમાનમાં રાચનારાઓ સુદ્ધાં પ્રતિ દિવસે મૃત્યુની પાસે પાસે અવ્યાહત રીતે જતા જાય છે.'

'સંસાર આ આવી રીતનો ક્ષણભંગુર છે એ ધ્યાનમાં રાખ. આવા સંસારમાં દુ:ખ કરતા બેસવું એ મૂર્ખપણાનું કામ છે.'

'દુઃખનું ખરૂં કારણ વિયોગ નહીં પણ અજ્ઞાનજ છે. અજ્ઞાન એ દુઃખનું કારણ નહોત તો દુઃખ એ રોજ રોજ વધતુંજ ગયું હોત. પણ તેમ ન થતાં તે ઉલટું ઓછું ઓછુંજ થતું જાય છે.'

'અને તેથીજ થોડો વિચાર કર અને શોક કરવાનું છોડી દે. કારણ,

'અકસ્માત અનર્થ થઇ પડવાથી મનુષ્યને હૃદયવિદારક જે દુઃખ થાય છે તેને ઉત્કૃષ્ટ ઔષધ, જે બીના દુઃખને કારણ બને છે તેનો વિચાર પણ મનમાં ન આવવા દેવો એ છે.'

તેનું આ ભાષણ સાંભળીને કૌંડિણ્ય જાણે કે ખરૂં જ્ઞાન થઇનેજ જાગૃત થયો ને બેઠો થઇને બાલ્યો, "એમ છે તો પ્રત્યક્ષ નરકવાસ એવું જે ઘર ત્યાં રહેવું હવે બસ થયું. હું હવે અરણ્યમાંજ જઇને રહીશ."

આ સાંભળી કપિલ ફરી બોલ્યો,

'જેનાપર રાગલોભાદિ વિકારોની છાપ છે તે વનમાં જઇને રહે તોપણ તેનો સંકટમાંથી છુટકારો થતો નથી. ઉલટું ઘરે રહીને જ ઇન્દ્રિયનિગ્રહ કરીને જે સદાચરણથી રહે છે તેને ઘરજ તપોવન જેવું લાગે છે.'

'મનુષ્ય દુઃખમાં હોય તોપણ તેણે પોતાનું કર્તવ્ય કરતાં રહેવું, અને એ તેને ગમે ત્યાં રહીને પણ કરી શકાય એવું છે. તે કર્તવ્ય અમુક ઠેકાણે રહીનેજ કરવું જોઇએ કિંવા તે પુરૂષોથી કરી શકાય છે અને સ્ત્રીઓથી કરી શકાતું નથી એમ પણ નથી.'

'કેવળ નિર્વાહ ચાલે એજ હેતુથી જે ભોજન કરે છે, સંતતિનો હેતુ ધારણ કરીનેજ જે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરે છે, સત્ય ભાષણ કરવા સારૂજ જે વાણીનો ઉપયોગ કરે છે તેમને કેટલીએ અડચણો આવે તો પણ તે દૂર કરી શકાય છે.'

તે પ્રમાણે,

'આત્મા એજ નદી છે, ઇન્દ્રિયોનું દમન કરવું એજ પુણ્ય ક્ષેત્ર છે, સત્ય એજ એ નદીનું પાણી છે, ચારિત્ર્ય એ એ નદીના કાંઠા છે ને દયાશીલતા એ એ નદીનાં મોજાં છે; તેથી, હે પાંડુપુત્ર, એજ નદીમાં સ્નાન કર. કેવળ ઉપરથી પાણી વડે અંગ ધોવાથી આત્માની શુદ્ધિ થતી નથી.'

વિશેષે કરીને,

'જન્મ, મૃત્યુ, ઘડપણ, દુઃખ તેમજ ઇતર સંકટો વડે આ કોડીની કિમ્મતનો સંસાર ભરાઇ ગયેલો છે. તેનો ત્યાગ કરનારા માણસનેજ ખરા સુખની પ્રાપ્તિ થાય છે.'

'આ જગતમાં સર્વત્ર દુઃખ ભરેલું છે, સુખ ક્યાંઇપણ નથી. સંકટથી વ્યાપ્ત થએલા માણસનું દુઃખ ઓછું કરવું એમાંજ ખરૂં સુખ છે.'

કૌંડિણ્ય કહે છે, "આપ કહો છો તે બીલકુલ ખરૂં છે." ત્યારપછી દુઃખને આધીન થઇ તે બ્રાહ્મણે મને શાપ દીધો કે, "આજથી તું દેડકાંનું વાહન થશે." આ સાંભળીને કપિલ "હવે તારૂં અંતઃકરણ દુઃખવડે વ્યાપ્ત થએલું હોવાથી તું ઉપદેશ સાંભળી લેવાની સ્થિતિમાં નથી. તોપણ હવે પછી તારે કેવી રીતે વર્તવું એ હું તને કહું છું તે સાંભળ,"

'આજથી તું કોઇનીએ સંગતિ કરતો નહીં. એમ કરવું તને શકય નહોય અને તારે સંગતિ કરવીજ હોય તો તે સજ્જનની કરજે,'

કારણ, "અંતઃકરણનું દુઃખ મટાડવાને સજ્જનસંગતિના જેવું બીજું ઔષધ નથી."

આ ઉપદેશથી કૌંડિણ્યનું દુઃખ શાન્ત થયું. અને વૈરાગ્ય સ્વીકારી તેણે દંડ-કમંડલુ ધારણ કર્યાં, હું એ બ્રાહ્મણના શાપને લીધે દેડકાંઓનું વાહન બનવાને અહીં આવ્યો છું. એ દેડકાએ સાપનું આ બોલવું જલપાદ નામક દેડકાંઓનો રાજા હતો તેને જઇને કહ્યું. ને સાપે તેને પોતાની પીઠપર બેસાડી વિચિત્ર રીતે ચાલવાની શરૂઆત કરી. બીજે દિવસે સાપનામાં ચાલવાનું સામર્થ્ય રહ્યું નહી. એ જોઇને દેડકાંનો રાજા બોલ્યો, "આજ તુ બીલકુલ ધીમો ધીમો કેમ ચાલે છે?" સાપે જવાબ આપ્યો, "મહારાજ, મને કંઇ ખાવાનું ન મળવાને લીધે હુ અશક્ત બની ગયો છું." તેનું આ કહેવું સાંભળીને દેડકાંનો રાજા બોલ્યો, "એમ છે તો તું દરરોજ દેડકાં ખાઇને તારી ભૂખ શમાવતો જા." "આપનો મારા બહુ ઉપકાર થયો." આમ કહીને તે ક્રમે ક્રમે બધાં દેડકાંને ખાઇ ગયો. છેવટે સરોવરમાં એકપણ દેડકું રહ્યું નહીં એવું નજરે



આમ કહીને તે ક્રમે ક્રમે બધાં દેડકાંને ખાઈ ગયો.

[ પૃ. ૧૫૨

પડતાંજ તેણે તે રાજાને સુદ્ધાં ગિળંકૃત કર્યો. અને તેથીજ કહ્યું છું કે, "પ્રસંગ પડતાં બુદ્ધિમાન માણસે પોતાનું કાર્ય સાધી લેવા સારૂ શત્રુને સુદ્ધાં ખાંધપર બેસાડવાને તૈયાર થવું." મહારાજ, હવે આપે બની ગએલી બાબતોનું ચર્વિતચર્વણ કરતાં ન બેસી રહેવું, પણ હિરણ્યગર્ભ રાજાની સાથે હવે આપે તહ કરવો એમ મારૂં આપને કહેવું છે," આ સાંભળીને રાજા જવાબ આપે છે, "તમે મને શું કહો છો? આપણે તેને જીતીને પાદાક્રાંત કર્યો છે, તો તેણે આપણી સેવા કરીનેજ રહેવું જોઇએ, તેમ તે ન વર્તે તો તેની સાથે યુદ્ધ કર્યાસિવાય છુટકોજ નથી."

આ બાજુ, જંબુદ્વીપમાંથી આવેલો શુક (પોપટ) રાજાને કહે છે, "મહારાજ, સિંહલદ્વીપના સારસ રાજાએ જંબુદ્વીપને હસ્તગત કરી લીધો છે." આ સાંભળી રાજા આશ્ચર્યથી તેને પૂછે છે, 'શું, કહે છે પણ શું?' ત્યારે પોપટે તેને તેજ હકીકત ફરીથી કહી. ગીધ મનમાંજ બોલ્યો, 'ચક્રવાક, તું ધન્ય છે. સર્વજ્ઞ પ્રધાન, શાબાશ, શાબાશ.' ત્યાર પછી રાજા ગુસ્સાથી બોલ્યો, 'હિરણ્યગર્ભનું પ્રકરણ હમણાં બાજુએ મુકીએ. આ સારસનુંજ પ્રથમ નિર્મુલન કરવું જોઇએ.' દૂરદર્શી હસીને બોલ્યો,

'શરદઋતુના મેઘની ગર્જના પ્રમાણે કોઇએ પણ નકામી ભાષા વાપરવી નહીં. બીજાનું સારૂં અથવા ખરાબ કરવાના આપણા ગમે તે વિચાર હોય તો પણ તે કદિપણ બહાર બોલી બતાવવા નહીં.'

સિવાય, 'એક માણસે પોતાના જીવ ઉપર ઉઠેલા અનેક રાજાઓની સાથે કયારેય પણ એકદમ યુદ્ધ જાહેર કરવું નહીં. નાના નાના કીડા એકઠા થાય એટલે તે મોટા સાપનો પણ નાશ કરી નાંખે છે.'

મહારાજ:—

'ખરેખર સ્થિતિ શી છે એનો વિચાર ન કરતાં જે કેવળ ગુસ્સાને બળી પડે તેને પેલા મૂર્ખ બ્રાહ્મણને નોળીઆના મૃત્યુથી જેવું દુઃખ થયું તેવુંજ દુઃખ થાય છે.'

'એ શી વાત છે?' એમ રાજાએ પૂછ્યા ઉપરથી દૂરદર્શીએ તેને નીચેની વાત કહી.

---

# વાર્તા અગીયારમી.



## બ્રાહ્મણ અને નોળીઓ.

ઉજ્જયિનીમાં માધવ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીને પ્રસુતા થયે થોડાજ દિવસો થયા હતા. એક દિવસે તે પોતાના ધણીને બાળકપર નજર રાખવાનું કહી તે ન્હાવા સારૂ ગઇ. તેજ દિવસે પૌર્ણિમાની મહાપર્વણી હતી, તેથી કંઇ દાન લેવા માટે એ બ્રાહ્મણને રાજા તરફથી તેડું આવ્યું. આ તેડું આવતાંજ તે દરિદ્રી બ્રાહ્મણને અર્થાત્જ આનંદ થયો ને તે મનમાં વિચાર કરવા લાગ્યો. " હુ જો જલદીથી નહી જાઉં તો આ દાન બીજો કોઇ લઇ જશે. દાન દેવું, દાન લેવું ને કર્તવ્યકર્મ કરવું, આ બાબતોમાં જે ઢીલાઈ યાને મોડું કરે છે તેનું નુકસાન થાય છે." આવો વિચાર કરીને તે મનમાંજ બડબડ્યો કે, 'હું અહીંથી જાઉં તો આ ધાવણાં બાળકની ખબર કોણ રાખશે? પણ એ બાબતમાં બહુ ચિન્તા રાખવાનું કારણ નથી. કારણ આ નોળીઆનું મેં આજ સુધી પેટના છોકરાની પેઠે પાલનપોષણ કર્યું છે. તેને બાળકપર નજર રાખવા સારૂ અહીં મૂકીને જાઉં તો કંઇ હરકત નથી.' આવો વિચાર કરીને તેણે નોળીઆને એ બાળકની આગળ લાવીને મૂક્યો. અને પોતે ગયો. આ બાજુ નોળીઓ બાળકની પાસે જઈને જુએ છે તો તેને એક મોટો જબરજસ્ત સાપ દેખાયો! ને તરતજ ગુસ્સાથી એ સાપને મારી નાંખ્યો ને તેના કકડે કકડા કરી નાંખ્યા. કેટલીકવારે બ્રાહ્મણ ઘરે પાછો આવ્યો ને નોળીઓ પણ તાબડતોબ તેની આગળ ગયો ને તેના પગમાં આળોટવા લાગ્યો. તેનું મ્હોં અને પગ વગેરે લોહીથી ખરડાયલાં જોઇને એણે મારા છોકરાનેજ માર્યો હોવો જોઇએ એવું અનુમાન કરીને તેણે તે નોળીઆનો જીવ લીધો! પછી તે બાળકની પાસે જઇને જુએ છે તો બાળક સુરક્ષિત હોઈ તેની નજીકમાં સાપ માત્ર મરી ગએલો નજરે પડ્યો. નોળીઆએ પોતાનાપર ઉપકાર કર્યો હોવા છતાં પોતે તેને ઠાર માર્યો એને માટે બ્રાહ્મણને પશ્ચાતાપ થયો ને તેનું અંતઃકરણ દુઃખથી ભરાઈ આવ્યું. અને તેથીજ કહ્યું



પછી તે બાળકની પાસે જઈને જુએ છે તો બાળક સુરક્ષિત હોઈ તેની નજીકમાં સાપ માત્ર મરી ગએલો નજરે પડ્યો. [ પૃ. ૧૫૨

છું કે "ખરી સ્થિતિ શી છે એનો વિચાર ન કરતાં જે કેવળ ગુસ્સાના આવેશમાં એકાદી બાબત કરે છે તેને દુઃખ થાય છે."

"ઇચ્છા, રાગ, મોહ, લોભ, અભિમાન ને ઉન્મતપણું, આ છનો મનુષ્યે પોતાને સંસર્ગ ન થવા દેવો. એનો જે ત્યાગ કરે છે તેજ રાજા સુખમાં રહે છે."

રાજા બોલ્યો, "પ્રધાનજી, તમારો આ નિશ્ચય કાયમ થયો કે?"

પ્રધાન જવાબ આપે છે, "હાજી, મારો આ નિશ્ચય કાયમ થયો." કારણ,

'મહત્ત્વની બાબતોનું સ્મરણ, સાવધતા, કોઇપણ બાબત-સંબંધેનું નિશ્ચિત જ્ઞાન, નિગ્રહ અને ખાનગી વાતોનો કોઇને એક અંશ પણ ન જાણવા દેવો એ પ્રધાનોના અંગના ઉત્કૃષ્ટ ગુણ છે.' તેવીજ રીતે,

'કોઇપણ બાબત અવિચારથી કયારેયપણ કરવી નહીં. અવિ-ચારથી મોટાં મોટાં સંકટો આવી પડે છે. જે મનુષ્ય આગળપાછળનો વિચાર કરીને વર્તે છે તેનાજ ગુણ ઉપર લુબ્ધ થઇને સંપત્તિ એ તેની પાસે કાયમની રહે છે.'

અને તેથીજ હું કહું છું તે પ્રમાણે વર્તવું હોય તો તહ કરો. કારણ,

'ઇષ્ટ હેતુ સાધ્ય કરી લેવાને ચાર ઉપાય જણાવેલા છે. એમાં સૌથી ઉત્કૃષ્ટ ઉપાય તે દોસ્તીનો તહ કરવો એજ છે. બાકીના કેવળ સંખ્યાની ભરતી કરનારા છે.'

રાજા જવાબ આપે છે, "તહનું કેવી રીતે બનશે?"

પ્રધાન કહે છે, "તે સહજમાં થવા જેવું છે." કારણ,

'જેને કંઇજ સમજાતું નથી તેની સમજુત સહજમાં કરી શકાય છે. જે વિશેષ સમંજસ હોય છે તેનું મન વાળવાને તો બીલકુલજ અડચણ આવતી નથી. પણ જે બરાબર સુજાણે નહીં ને અજાણપણ નહીં એવા અધકચરાની સમજુત કરવાનું કામ બ્રહ્મદેવથી સુદ્ધાં બનતું નથી.'

આ રાજા ધર્મ જાણનારો છે, ને તેનો પ્રધાન નામ પ્રમાણેજ સર્વજ્ઞ છે. મેઘવર્ણે મને તેની જે હકીકત કહી છે ને આજ સુધી તેના હાથે થએલા વર્તનની મને જે કંઇ માહિતી છે તે ઉપરથી આ પ્રધાન મહા ચાણાક્ષ હોવાની મારી ખાત્રી થઇ છે. કારણ,

'ગુણ કોઇના કોઇને પ્રત્યક્ષ દેખાતા નથી. તે કૃતિઉપરથીજ જાણી લેવાના હોય છે. જેમની કૃતિ આપણને પ્રત્યક્ષ જોવાને મળતી નથી તેમને તેમની કૃતિના સારાનરસા પરિણામ ઉપરથીજ ઓળખવાના હોય છે.'

રાજા કહે છે, "હવે વ્યર્થ ચર્ચા કરવામાં શો સાર છે? આપણે જે કંઈ કરવાનું છે તે હવે તાબડતોબજ કરી નાંખવું ઠીક."

આ પ્રમાણે તેમની વાતચીત થયા પછી "હવે કામે લાગવું," આમ કહીને ગીધ કિલ્લા તરફ ગયો. તે ત્યાં જઇ પહોંચ્યો ત્યારે તે બાતમી હિરણ્યગર્ભ રાજાને જણાવીને હેર (બગલો) કહે છે, "મહારાજ, ગીધ પ્રધાન તહ કરવા સારૂ આપના તરફ આવ્યો છે." રાજહંસ જવાબ આપે છે, "પ્રધાનજી, આ કંઈ પણ જુદા જ હેતુથી અહીં આવ્યો હોવો જોઇએ." આ સાંભળી સર્વજ્ઞ હંસીને કહે છે, "મહારાજ, આપે એવા પ્રકારની કશી પણ શંકા લેવી નહીં. આ દૂરદર્શી પ્રધાન બહુ મોટા મનનો છે. તેની બાબતમાં પણ આપને શંકા આવવી એ ખરોખરજ આશ્ચર્ય છે. અથવા મતિમંદ લોકોની એવીજ રીત હોય છે. એકાદ પ્રસંગે નિઃશંક રીતે વર્તવું ને એકાદ વખતે શંકાનું કારણ નહોવા છતાંય શંકાકુશંકા લીધા કરવી એવીજ તેમની પદ્ધતિ હોય છે."

'મૂર્ખ હંસ કમળના શોધાર્થે રાત્રે સરોવરમાં જાય છે. સરોવરમાં તારાઓનાં પ્રતિબિમ્બ પડેલાં જોઇને તે બિચારો ફસાય છે. કમળ કયાં ને તેના પ્રતિબિમ્બ કયાં એ તેનાથી જાણી શકાતું નથી. બધાંય તારાનાં પ્રતિબિમ્બો છે એવી શંકાથી ઘેરાઇ જવાને લીધે તે દિવસે પણ સફેદ કમળો ખાઇ શકતો નથી. એકવાર બુદ્ધિમાં ભ્રમ પેઠો કે લોકોને ખરી વાતો પણ ખોટી લાગવા માંડે છે.'

'દુષ્ટ માણસોની કૃતિથી મન એકવાર કલુષિત થયું કે

મનુષ્યને સજ્જનની ઉપર પણ વિશ્વાસ બેસતો નથી. દૂધનો દાઝેલો છાશ પણ ફૂંકી ફૂંકીનેજ પીવા લાગે છે.'

"તો મહારાજ, તેનું સન્માન કરવા સારૂ, સર્વ સામગ્રી એકઠી કરવાનો હુકમ ફરમાવો." આ પ્રમાણે વ્યવસ્થા થયા પછી ચક્રવાક, ગીધ પ્રધાનની સામે ગયો. મોટા સન્માનપૂર્વક તેણે તેને રાજા આગળ આણી ગાલીચાપર બેસાડયો. ચક્રવાક કહે છે કે, "આ બધું આપનુંજ છે. આ રાજ્યનો ઉપભોગ નિર્વિઘ્નપણે લેવો." રાજહંસ બોલ્યો, "ચક્રવાકે કહ્યું તે બરોબર છે." દૂરદર્શી ઉત્તર આપે છે, "હા, એ બધું આપ કહો છે તેમજ છે. એ બાબતમાં વધુ બોલવાનું કંઇ કારણ નથી."

'લોભી માણસનું મન દ્રવ્યનું આમિષ બતાવીને વાળવું, ગર્વિષ્ટ માણસની સાથે નમ્રપણે વર્તીને તેની ખુશામત કરવી, મૂર્ખ માણસની લહેરપ્રમાણે ચાલીને તેને પોતાનો બનાવવો ને ડાહ્યા માણસની મરજી સચ્ચાઇથી વર્તીને મેળવવી."

'પ્રેમ અને સદ્બુદ્ધિના યોગે મિત્રનું અંતઃકરણ આપણી તરફ આકર્ષી લેવું. સગાવહાલાંઓ પ્રત્યે આદર બતાવીને તેમની પ્રીતિ સંપાદન કરવી, સ્ત્રીઓ અને સેવકનો પ્રેમ, બક્ષીસો આપીને ને તેમની સાથે સન્માનથી વર્તીને મેળવવો ને બીજા લોકોને આર્જવશક્તિથી આપણા બનાવવા.'

'તો હવે દોસ્તીનો તહ કરીને મારે અહીંથી જવું એમ હું ધારૂં છું. ચિત્રવર્ણ મહા પરાક્રમી રાજા છે."

ચક્રવાક કહે છે, "દોસ્તીનો તહ કેવી રીતે કરવો એ આપ જણાવશો તો બહુ ઠીક થશે."

રાજહંસે પ્રશ્ન કર્યો, "દોસ્તીના તહના કેટલા પ્રકાર છે?" ગીધ બોલ્યો, "હું કહું છું, સાંભળો."

'સામર્થ્યવાન શત્રુ ચડાઈ લઇને આવ્યાથી જેની ધાંધલ થઇ રહી છે, કિંવા જે સંકટમાં છે તેણે યુદ્ધની તૈયારી કરવાને વખત મળે એવા હેતુથી તહ કરવો.' તહના એકંદર સોળ પ્રકાર છે. પૈકી જે બરોબરીયા માણસની સાથે કરવામાં આવે છે તેને કપાલ-સંધિ કહે છે. જે ઇનામો અથવા દ્રવ્ય આપીને તહ કરવામાં આવે

છે તેને ઉપહારસંધિ કહે છે. કન્યાદાન આપીને કરેલા તહને સંતાનસંધિ કહે છે અને સજ્જનની સાથે તહ થાય છે તે કેવળ મૈત્રીના હેતુથીજ થાય છે. જે તહ આમરણ ટકે છે ને જેનાસંબંધે ઉભયપક્ષે સરખોજ ખર્ચ થાય છે અને જે સંપત્તિમાં તેમજ વિપત્તિમાં કોઇપણ કારણથી ભંગ થતો નથી તેને સંગતસંધિ કહે છે. તે સોના જેવો ઉત્કૃષ્ટ હોવાથી શાસ્ત્રજ્ઞ લોક તેને કાંચન સંધિ પણ કહે છે. કેટલાક હેતુ સાધવા સારૂ જે તહ કરવામાં આવે છે તેને ઉપન્યાસસંધિ એમ કહે છે. "મેં આના ઉપર ઉપકાર કર્યો છે તો તે પણ મારા ઉપર ઉપકાર કરશે." આવો વિચાર કરીને જે તહ કરવામાં આવે છે તેને પ્રતિકારસંધિ કરે છે. રામ, અને સુગ્રીવ વચ્ચે થએલો તહ આવા પ્રકારનો છે. બન્નેય પક્ષના સમાર્થીક ઉદ્દેશને સાધનારો એવો જે તહ હોય છે ને જેનાં કારણો સ્પષ્ટ રીતે રજુ કરેલાં હોય છે તેને સંયોગસંધિ કહે છે. અમારી બાજુના યોદ્ધા અમારો ઉદ્દેશ સિદ્ધ કરશે એવી શર્ત રાખીને જે તહ કરવામાં આવે છે તે પુરૂપાંતરસધિ કહેવાય છે. "તમેજ અમારો ઉદ્દેશ પાર પાડવો જોઇએ." આવી શર્ત શત્રુ તરફથી જે તહમાં નાંખવામાં આવે છે તેને અદ્રષ્ટ પુરૂષસંધિ કહેવામાં આવે છે. જેમાં શત્રુને કંઇ પ્રદેશ આપીને તહ કરવામાં આવે છે તેને આદિષ્ટસંધિ કહેવાનો રિવાજ છે. પોતાના પ્રાણનું સંરક્ષણ કરવા સારૂ સર્વસ્વ ખર્ચીને પોતાના સૈન્યની સાથે જે તહ કરવામાં આવે છે તેને આત્માદિષ્ટસંધિ કહે છે. સન્માન્ય ગૃહસ્થોનું રક્ષણ કરવા સારૂ પોતાની બધી દોલત કિંવા તેનો કંઇ ભાગ ખર્ચીને જે તહ કરવામાં આવે છે તેને પરિક્રયસંધિ કહે છે. ફળદ્રૂપ જમીન આપીને જે તહ કરવામાં આવે છે તેને ઉચ્છિન્ન સંધિ કહે છે. અને જમીનનું સર્વ ઉત્પન્ન આપીને જે તહ કરવામાં આવે છે તેને વરભૂષણસંધિ કહે છે. જેમાં જમીનમાંથી પાકનારા કેટલાક પાકો ખભે ઉપાડી શત્રુને ત્યાં પહોંચાડવાની શર્ત હોય છે તેને સ્કંધોપનેયસંધિ કહે છે.

એમાંના ચાર પ્રકારના તહ ખરા ટકાઉ એવા છે, (૧) એકબીજાનાપર ઉપકાર કરવાનો, (૨) એકબીજાની સાથે મૈત્રીથી

રહેવાનો (૩) કોઇનાપર કંઈ પ્રસંગ આવે તો એકબીજાએ એકબીજાને મદદ કરવાનો અને (૪) ખંડણી આપવાની શર્ત જેમાં છે તેજ આ ચાર પ્રકારના તહ છે. એમાંય નજરાણું કિંવા ખંડણી આપીને જે તહ કરવામાં આવે છે તેજ સૌથી ઉત્કૃષ્ટ તહ છે. કારણ બીજા પ્રકારના તહોથી ખરી મૈત્રી સ્થાપિત થતી નથી. સામર્થ્યવાન શત્રુ પ્રત્યક્ષ કંઈ દ્રવ્યનો કિંવા દોલતનો લાભ થયાસિવાય કયારેય પણ પાછો જતો નથી. અને તેથીજ ખંડણી કિંવા નજરાણું જે તહમાં નથી હોતું તે તહ પોકળ ઠરે છે.

આ સાંભળી રાજા કહે છે, "તમે મોટા પંડિત છો. તો હવે અમે કેવી રીતે વર્તવું તે અમને કહો. પ્રધાન જવાબ આપે છે, "આપ આવું કેમ બોલો છો ?"

'રોગથી કિંવા દુ:ખથી આ દેહ આજ કિંવા કાલ નાશ થવાનોજ છે. તો કયો માણસ કેવળ દેહ બચાવવા સારૂ ધર્મવિરૂદ્ધ કિંવા નીતિવિરૂદ્ધ આચરણ કરવાને તૈયાર થશે ?'

'મનુષ્યનું જીવન એ પાણીમાં દેખાતા ચન્દ્રબિમ્બની જેમ અસ્થિર છે, એનું જ્ઞાન રાખીને પ્રત્યેકે જેને લીધે પોતાનું ખરૂં કલ્યાણ થાય એવીજ રીતે વર્તવું.'

'આ સંસાર મૃગજળપ્રમાણે ક્ષણભંગુર છે, અને તેથીજ ધર્મસાધના ને સુખને માટે મનુષ્યે સજ્જનોની સોબત કરવી.'

તો, આપે હું કહું છું તે પ્રમાણેજ વર્તવું. કારણ,

'સંતની કિમ્મત હજારો અશ્વમેધના જેટલી છે એમ કહેવાય છે. પણ વસ્તુતઃ સત્યનું મહત્ત્વ હજારો યજ્ઞના કરતાંયે વધુ છે.'

અને તેથી, સત્યનીજ કિમ્મત સૌથી વધુ છે, તેને કયારેય છેહ દેવો નહીં, એવું વ્રત આચરનારા આ બે રાજાઓએં ઉપર જણાવેલા તહો પૈકી કાંચન નામનો તહ કરવો. સર્વજ્ઞે એ વાતને સંમતિ આપી. ત્યાર પછી હિરણ્યગર્ભ રાજાએ મૌલ્યવાન વસ્ત્રો ને અલંકારોવડે દૂરદર્શી પ્રધાનનો સત્કાર કર્યો ને મોટા આનંદથી ચક્રવાકને પોતાની બરોબર લઈ તે પ્રધાન મયુર રાજા પાસે ગયો. ત્યાં ચિત્રવર્ણ રાજાએ સર્વજ્ઞનો ઉત્તમ પ્રકારે આદર સત્કાર કરીને

કાંચન નામના તહને માન્યતા આપી. ને તેને રાજહંસ પાસે મોકલ્યો. આ બધું થયા પછી દૂરદર્શી કહે છે, ' મહારાજ, આપનો સંકલ્પ સફળ થયો. હવે આપણે પાછા ફરીને વિંધ્યપર્વતપર જવું જોઇએ. ' આ પ્રમાણે સર્વજણ પોતપોતાને ઠેકાણે ગયા ને મન પ્રમાણે બધી વાતો થવાથી સૌની ઇચ્છાઓ સફળ થઇ.

વિષ્ણુશર્મા રાજપુત્રોને કહે છે, " હવે હું તમને શું કહું તે બોલો. ' રાજપુત્રોએ જવાબ આપ્યો, ' આપની કૃપાથી રાજનીતિના સર્વ પ્રકારની અમને માહિતી થઇ. અમારી હવે કંઈ પણ ઇચ્છા રહી નથી. ' આનાપર વિષ્ણુશર્મા બોલ્યો, ' એમ છે તો પણ આ જગતપર નીચે કહ્યા પ્રમાણેની સુસ્થિતિ વર્તો ! '

' વિજયી રાજાઓને તહ કરવોજ ઇષ્ટ લાગો. સજ્જનોનાપર સંકટો કદીપણ ન આવો ! સારૂં આચરણ કરનારાઓની કૃતિ સદૈવ વૃદ્ધિંગત થાઓ. પ્રધાનોના અંતઃકરણમાં રાજનીતિનું સદૈવ વાસ્તવ્ય રહો અને જગત્માં સર્વત્ર આનંદ આનંદ વર્તો. '

' મસ્તકપર જેણે ચંદ્ર ધારણ કર્યો છે એવા શંકરને હિમાલયની કન્યા પાર્વતી એ જ્યાં સુધી પ્રિય છે, મેઘમાં જે પ્રમાણે વીજળી ચમકે છે તેજ પ્રમાણે વિષ્ણુના અંતઃકરણમાં લક્ષ્મીના પ્રેમની પ્રભા જ્યાં સુધી અસ્તિત્વમાંછે, અરણ્યમાં લાગનારા દાવાનળની પેઠે, સૂર્ય એજ જેની ચિણનારી છે એવો આ મેરૂ પર્વત જ્યાં સુધી પોતાના તેજથી તળપતો રહે ત્યાં સુધી ભટ્ટ નારાયણે રચેલો આ કથા સંગ્રહ અસ્તિત્વમાં રહો. '

' ચન્દ્રપ્રમાણે તેજસ્વી ને જેના પ્રોત્સાહનથી આ કથાસંગ્રહ લખાયો એવા આ રાજાનો શત્રુપર હંમેશાં જય થાઓ ! '

હિતોપદેશમાંનું સન્ધિ નામનું ચોથું તેમજ છેલ્લું પ્રકરણ અહીં સમાપ્ત થયું.

સમાપ્ત.